॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ સદ્ગુરુપરમાત્મા

શ્રીમન્નાથશર્મા-પ્રણીત

# श्रीप्रश्नोत्तररूपे विविध उपदेश

પ્રકાશક

ઝીણાભાઇ ભાવજી વકીલ.

પોરબંદર. કાઠિયાવાડ.

श्रोत्रेण यज्ज्ञान धारेण हृदि धारितम ।
कृपाद्भूतापन वज्रवत्तद्दृढ भवेत् ॥ १ ॥

અર્થઃ-શ્રીસદ્ગુરુચરણની કૃપાથી ધીરપુરુષે પ્રશ્નોત્તરવડે જે જ્ઞાન ... હૃદયમાં ધારણ કર્યું હોય તે જ્ઞાન વજ્રની પેઠે દૃઢ થાય છે.

સુધારેલી બીજી આવૃત્તિ. પ્રતિ ૧૧૦૦



શકે ૧૮૪૭ સંવત્ ૧૯૮૧ ખ્રીસ્તાબ્દ ૧૯૨૫

પડતર મૂલ્ય રૂ. ૦—૫—૬



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ સદ્ગુરુપરમાત્મા


શ્રીમન્નાથશર્મા-પ્રણીત


# श्रीप्रश्नोत्तररूपे विविध उपदेश


પ્રકટ કરનાર

ઝીણાભાઇ માવજી વકીલ.

પોરબંદર. કાઠિયાવાડ.


प्रश्नोत्तरेण यज्ज्ञानं धीरेण हृदि धारितम् ।
गुरुपादप्रतापेन वज्रवत्तद्दृढं भवेत् ॥ १ ॥

અર્થઃ-શ્રીસદ્ગુરુચરણની કૃપાથી ધીરપુરુષે પ્રશ્નોત્તરવડે જે જ્ઞાન પોતાના હૃદયમાં ધારણ કર્યું હોય તે જ્ઞાન વજ્રની પેઠે દૃઢ થાય છે


સુધારેલી ત્રીજી આવૃત્તિ. પ્રતિ ૧૧૦૦





શાકે ૧૮૪૭ સંવત્ ૧૯૮૧ ખ્રીસ્તાબ્દ ૧૯૨૫

પડત મૂલ્ય રૂ. ૦—૫—૬

सुखस्य कारणं ज्ञानमज्ञानं दुःखकारणम् ।
कटीबद्धस्ततो भूत्वा धीरो ज्ञानमवाप्नुयात् ॥ १ ॥
ऋते ज्ञानान्न मुक्तिः स्यादिति श्रुत्या सुघोषितम् ।
अतः प्रयत्नः कर्तव्यो ज्ञानाय सुविवेकिना ॥ २ ॥

અર્થઃ—જ્ઞાન સુખનું કારણ છે, ને અજ્ઞાન દુઃખનું કારણ છે માટે કેડ બાંધીને ધીર પુરુષે આત્મજ્ઞાન મેળવવું જોઇએ. ૧

"આત્મજ્ઞાનવિના મુક્તિ નથી" એમ શ્રીશ્રુતિભગવતી પોકારીને કહે છે તેથી સુવિવેકી પુરુષે આત્મજ્ઞાનને માટે પ્રયત્ન કરવો જોઇએ ૨

---

આ પુસ્તક મળવાનું ઠેકાણુંઃ—

**આનંદાશ્રમના વ્યવસ્થાપક.**

**બીલખા.**

કાઠિયાવાડ.



અમદાવાદ-પીરમશા રોડ ઉપર ધી નિર્મળ પ્રિ. પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

॥ ॐ ॥

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

મુમુક્ષુજનોની અનુકૂલતામાટે આ આવૃત્તિમાં પ્રશ્નોની વિષયવાર ગોઠવણ કરવામાં આવી છે, તથા કેટલોક વધારો પણ કરવામા આવ્યો છે. ઇતિ શિવમ્.

॥ ॐ ॥

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃત્તિની સર્વ પ્રતો ખપી જવાથી આ બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. ઇતિ.

॥ ॐ ॥

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

પૂજ્યપાદ પરમકૃપાળુ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નાથશર્મા-નથુરામશર્મા-એ કૃપા કરીને જિજ્ઞાસુજનોને ભિન્ન ભિન્ન ધાર્મિક વિષયોનુ સામાન્યજ્ઞાન થવાને કથાપ્રસંગે જે પ્રશ્નો ચર્ચેલા તે એકત્ર કરી તેવા જનોના હિતાર્થે પ્રશ્નોત્તરરૂપે આ પુસ્તકમાં પ્રકટ કરવામાં આવ્યા છે.

ગ્રંથ લખવાની ભિન્ન ભિન્ન પદ્ધતિઓમાં પ્રશ્નોત્તરરૂપે લખવાની પણ એક પદ્ધતિ છે. સંસ્કૃતમાં શ્રીશિવપાર્વતીના સંવાદરૂપે અથવા શ્રીગુરુશિષ્યના સંવાદરૂપે લખાયેલા ગ્રંથો આપણે જોઇએ છીએ શાળાશિક્ષણના ગ્રંથમાં એક સ્થળે કહ્યું છે કે "પ્રશ્ન એ જાણે મનનું હળ છે," અર્થાત્ હળ જેમ જમીનને ખેડીને બીજને સારી રીતે ઊગાડવાને યોગ્ય કરે છે તેમ પ્રશ્ન મનને જાગ્રત્ કરીને કહેવાના વિષયને ગ્રહણધારણ કરવાને યોગ્ય કરે છે આ, આ પદ્ધતિનો એક મોટો લાભ છે.

જોકે કોઇ પણ વિષયનું સાંગોપાંગ વિશેષજ્ઞાનજ તે વિષયનું ખરું જ્ઞાન કહી શકાય, તોપણ સ્વશક્તિની ન્યૂનતા વા અતિશય પ્રવૃત્તિ આદિને લીધે ઘણા ગ્રંથો વાંચીવિચારીને ભિન્ન ભિન્ન વિષયનુ

તેવું જ્ઞાન મેળવવાનું જેનાથી ન બનતું હોય તેમને ઉપયોગી વિષયનાં માત્ર મૂળતત્ત્વો જાણવાથી પણ કેટલાક લાભ છે એ વાત નિર્વિવાદ છે. ઉપયોગી વિષયનાં માત્ર મૂળતત્ત્વોનું જ્ઞાન મનુષ્યજિજ્ઞાસાની સામાન્યરીતે તૃપ્તિ કરીને તેનામાં જનમંડળમા બેસવાની યોગ્યતા આણે છે એટલુજ નહિ, પણ મનગમતા વિષયનું વિશેષ-જ્ઞાન મેળવવાની શુભેચ્છા પણ ઉત્પન્ન કરે છે, ને તેમ થવાથી મનુષ્ય પોતાના ઇચ્છિત વિષયમાં યોગ્ય સાધનોદ્વારા કુશળતા મેળવી વિશેષજ્ઞાનવાળો થાય છે. સામાન્ય મનુષ્યોને આ લાભ થવાઉપરાંત વિશેષજ્ઞાનવાળાને પોતાનુ જ્ઞાન સંક્ષેપમાં સંઘરી રાખવાને તથા તેનું સ્મરણ કરી જવાને પણ આ પુસ્તક સાધનરૂપ થશે.

આ પુસ્તકમાં મુખ્યત્વે વેદાંત, યોગ, ભક્તિ, ષડ્દર્શન, મુખ્ય ધર્મો ને સંપ્રદાયો તથા જ્યોતિષવગેરેની કેટલીક આવશ્યક વાતો અતિસંક્ષેપમા દર્શાવી છે. આશા છે કે જિજ્ઞાસુ વર્ગ તેનો લાભ લઇ પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરશે. ઇતિ શિવમ્. **જિજ્ઞાસુ.**

---

## શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશની અનુક્રમણિકા.

**વિષયનું નામ.** **પૃષ્ઠાંક.**

પ્રકરણ પહેલુ–કર્મવિચાર. ... ... ... ૧
પ્રકરણ બીજું–ભક્તિવિચાર. ... .. ... ૩
પ્રકરણ ત્રીજુ–યોગવિચાર. ... ... ... ૬
પ્રકરણ ચોથું–વેદાંતવિચાર. ... ... ... ૨૩
પ્રકરણ પાંચમુ–ભિન્ન ભિન્ન ધર્મોના સ્વરૂપનું તથા જ્યોતિષનું નિરૂપણ ... ... ... ૬૮
પ્રકરણ છઠ્ઠુ–ધર્મશાસ્ત્રનો તથા પુરાણનો વિચાર. ... ... ૭૭

॥ ॐ ॥

॥ मंगलाचरणम् ॥

## ॥ श्रीसद्गुरुपरमात्मस्तुतिः ॥

अनुष्टुब्वृत्तम् ॥

योऽस्मान् प्रेरयति प्रेम्णा नित्यं निष्कामकर्मसु ।
तं श्रीमन्नथुरामाख्यं गुरुं वयमुपास्महे ॥ १ ॥
क्लेशकर्मादिहीनाय श्रीमच्छंभुस्वरूपिणे ।
अखंडानंदद श्रीमन्नथुराम नमोऽस्तु ते ॥ २ ॥

शार्दूलविक्रीडितवृत्तम् ॥

निर्लेपांशमसंगमत्यणुतरं रूपानुपेतं विभुं,
दिव्यं सर्वगतं च पूर्णमधिपं सर्वस्य मूलं ध्रुवम् ।
सत्यं केवलमप्रमेयमगुणं सद्भक्ततंत्रं प्रभुं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ १ ॥
श्रीयोगांबुनिधेः शरच्छशधरं मायाक्षपाया रविं,
वज्रं मोहगिरेः कृतांतकरिणः पंचाननं चोत्कटम् ।
माराहेर्विनतासुतं निजनृणां स्वःपादपं सर्वदा,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ २ ॥
गंभीरं जितषड्गुणं धृतियुतं क्षान्तं च दान्तं मुनिं,
शान्तं कोविदममममनिशं सभ्यं पुनीतं परम् ।

मायापेतमुदारमीशनिरतं प्राप्तात्मतत्त्वामृतं,
तं श्रीमन्मथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ३ ॥

जन्म ब्रह्मकुले परोपकृतये धृत्वेह पृथ्वीतले,
तत्त्वं बोधयतीति यः करुणया वेदांतवाक्यैः सदा ।
जाड्याच्चाशु निवारयत्यथ नृणां दत्वाऽऽत्मविद्यां परां,
तं श्रीमन्मथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ४ ॥

संसारोऽर्कफलोपमोऽतिविरसो नूनं सदा वस्तुतोऽ-
प्याभात्याम्रफलाभ उत्तमरसो रम्यो हरेर्मायया ।
इत्थं ज्ञानमृतं ददाति च सदा यः स्वाश्रितेभ्यः स्वयं,
तं श्रीमन्मथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ५ ॥

ज्ञानं यस्य परश्वधो भवतरोर्वातो भ्रमांभोभृतां,
द्वैताब्जस्य हिमं दुरूहसमिधां दीप्तानलश्चानिशम् ।
सद्वैद्यो विषयामयस्य च सदाऽऽनंदस्य यः कारणं,
तं श्रीमन्मथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ६ ॥

सौजन्यैकशुभास्पदं नयनिधिं सौशील्यसीताचलं,
सौभाग्याकरमुत्तमं गुणघनं सारल्यसद्मायतम् ।
कारुण्यांबुधरं विवेकनगरं मांगल्यरत्नाकरं,
तं श्रीमन्मथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ७ ॥

प्रत्यूषारुणवच्छरीरमखिलं श्वेतांबरालंकृतं,
भाले भस्मसितात्रिपुंड्रललितं कंठे शिवाक्षावलीम् ।
मुद्रां ज्ञानमयीं धृतां करतले सिद्धासने संस्थितं,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ८ ॥
ये त्वासन्मनुजाः पुरा स्मरयुता मांसाशना मद्यपा-
स्ते जाताः शुभबुद्धयो हरिरता यस्य प्रसादादरम् ।
यः सत्कर्मसु योजयत्यविरतं स्वीयाश्रितान्सेवकान्,
तं श्रीमन्नथुरामदेशिकवरं वंदे सुभक्त्याऽनिशम् ॥ ९ ॥
इत्येवं शिवदं परं स्तवमिदं पापौघतापापहं,
तद्भक्त्या गिरिजादिशंकरकृतं श्रीसद्गुरुप्रीतये ।
यो भक्त्या शृणुयात्पठेच्च सततं प्रातश्च सायं च वा,
जीवन्मुक्तपदं लभेत स जनो निस्तापतां च व्रजेत् ॥१०॥

वसंततिलकावृत्तम् ॥

यद्बोध आशु दुरितानि निहंति नित्यं,
हृद्दोषसार्थमखिलं च करोति दूरम् ।
यत्पादपंकजरजश्च तनोति मुक्तिं,
वंदे तमत्र सुगुरुं नथुरामसंज्ञम् ॥ ११ ॥

मालिनीवृत्तम् ॥

शिशुदिनमणिदेहं नूतनाब्जायताक्षं,
मधुरमृदुलवाक्यं मंदहास्यास्यमुद्रम् ।

द्विरदवरगतिं च स्निग्धभावार्द्रदृष्टिं,
सकलशुभगुणाढ्यं सद्गुरुं तं नतोऽस्मि ॥ १२ ॥

**અર્થ:**—જે અમને પ્રેમપૂર્વક નિત્ય નિષ્કામકર્મમાં પ્રેરે છે તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને અમે ઉપાસીએ છીએ. ૧

હે અખંડાનંદદાતા પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્મા ! ક્લેશ, કર્મ, વિપાક ને આશય એ ચારેથી રહિત શ્રીમત્ શંભુસ્વરૂપ એવા આપશ્રીને અમારા નમસ્કાર હો. ૨

જે નિર્લેપ, અસંગ, સૂક્ષ્મતર, રૂપરહિત-નિરાકાર, વિભુ, દિવ્ય, સર્વવ્યાપક, પૂર્ણસ્વરૂપ, ઈશ, સર્વના કારણરૂપ, અચળ, સત્ય, કેવળ-માયારહિત, અપ્રમેય-માપમાં ન આવી શકે એવા, નિર્ગુણ, સાચા ભક્તને અધીન અને પ્રભુરૂપ છે તે પૂજ્યપાદ સદ્ગુરુ શ્રીમન્ નથુરામશર્માને સુભક્તિવડે હું નિરંતર વંદું છુ. ૧

જે સર્વદા યોગરૂપી સમુદ્રને ફેલાવવામાં શરત્પૂનમના ચંદ્રરૂપ છે, માયારૂપી રાત્રિનો નાશ કરવામાં સૂર્યરૂપ છે, મોહરૂપી પર્વતનો નાશ કરવામાં વજ્રરૂપ છે, કાલરૂપી હાથીને વિદારવામાં ઉગ્ર સિંહરૂપ છે, કામરૂપી સર્પનો નાશ કરવામાં જે ગરુડરૂપ છે, અને જે પોતાના ભક્તોના કલ્પવૃક્ષરૂપ છે તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદું છું. ૨

જે નિરંતર ગંભીર, ભૂખતરષ આદિ છ ઊર્મિઓને જિતી છે જેમણે એવા, ધૈર્યવાન્, ક્ષમાવાન્, ઇંદ્રિયોનું દમન કરનાર, મુનિ-મનનશીલ, શાંત, પ્રજ્ઞ-ઘણું જાણનાર, પ્રમાદરહિત-પરમાત્મપરાયણ, સભ્યવિવેકી-સાધુ, પવિત્ર, શ્રેષ્ઠ, માયારહિત, ઉદાર, પ્રભુમાં પ્રીતિવાળા અને આત્મતત્ત્વરૂપી અમૃત જેમણે પ્રાપ્ત કર્યું છે એવા તે પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદું છું. ૩

કરુણાવડે પરોપકારને અર્થે આ પૃથ્વીઉપર બ્રાહ્મણકુલમાં અવતાર ધારણ કરીને જે સર્વદા વેદાંતવાક્યોવડે પરમાત્મતત્ત્વનો બોધ કરે છે, તથા જે શ્રેષ્ઠ આત્મવિદ્યા આપીને મનુષ્યોના હૃદયની જડતાનો સત્વર નાશ કરે છે તે પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું નિરતર સુભક્તિવડે વંદન કરું છું. ૪

" નિશ્ચય આ સંસાર વસ્તુતાએ આકડાના ફલના જેવો અતિવિરસ છતાં શ્રીહરિની માયાવડે આંબાના ફળના જેવો ઉત્તમ રસવાળો ને રમણીય ભાસે છે, " એ પ્રમાણે જે પોતે પોતાના આશ્રિતજનોને સત્યજ્ઞાનનો ઉપદેશ કરે છે તે પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું નિરંતર સુભક્તિવડે વદન કરું છું. ૫

જેનું જ્ઞાન સર્વદા સંસારરૂપી–જન્મમરણરૂપી–વૃક્ષને છેદવામાં કુહાડારૂપ છે, શ્રમરૂપી વરસાદને વીખેરવામાં પવનરૂપ છે, દ્વૈતરૂપી કમળનો નાશ કરવામાં હિમરૂપ છે, કુતર્કરૂપી ઇંધનોને બાળવામા પ્રચંડ અગ્નિરૂપ છે, વળી જે સદા વિષયરૂપી રોગના સદ્‌વૈદ્ય છે, તથા આનંદના મૂળરૂપ છે તે પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદું છું. ૬

જે નિશ્ચય સુજનતાના શુભસ્થાનરૂપ, નીતિના ભંડારરૂપ અને સુશીલતાના હિમાલયપર્વતરૂપ, સૌભાગ્ય–ઉત્તમ ઐશ્વર્ય–ની શ્રેષ્ઠ ખાણરૂપ, સદ્‌ગુણના સમૂહરૂપ, સરલતાના વિશાળ મંદિરરૂપ, કરુણાના વરસાદરૂપ, વિવેકના નગરરૂપ અને કલ્યાણના સમુદ્રરૂપ છે તે પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિવડે નિરંતર વંદું છું. ૭

જેનું અખિલ શરીર પ્રભાતના અરુણજેવું તેજસ્વી ને શ્વેત વસ્ત્રવડે અલંકૃત થયેલું છે, જેના ભાલમાં ભસ્મનું સુંદર શ્વેત ત્રિપુંડ્ર છે, અને કંઠમાં રુદ્રાક્ષની માળા છે, હાથમાં જેણે જ્ઞાનમયીમુદ્રા-

ભદ્રામુદ્રા—ને ધારણ કરેલી છે, વળી જે સિદ્ધાસને સારી રીતે સ્થિત છે તે પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું સુભક્તિ-વડે નિરંતર વંદું છું. ૮

જે મનુષ્યો પૂર્વે કામી, માંસભક્ષણ કરનારા ને મદિરા પીનારા હતા તે જેની કૃપાથી શુભબુદ્ધિવાળા તથા પરમાત્મામાં પ્રીતિવાળા થયા; વળી જે પોતાના આશ્રિત સેવકોને નિરંતર સત્કર્મમાં યોજે છે તે પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ નથુરામશર્માને હું નિરંતર સુભક્તિવડે વંદું છું. ૯

એ પ્રમાણે પાપના પુંજને તથા ત્રિવિધ તાપને હણનારું, અને કલ્યાણને આપનારું આ શ્રેષ્ઠ સ્તોત્ર શ્રીસદ્‌ગુરુપરમાત્માની પ્રસન્નતાને અર્થે તેમની ભક્તિવડે ગિરિજાશંકરે રચેલુ છે, તે જે નિરંતર સવારસાંજ ભક્તિવડે સાંભળે વા બોલે તે મનુષ્ય દુઃખરહિતપણાને અને જીવન્મુક્તપદને પામે. ૧૦

જેનો બોધ નિત્ય પાપોનો નાશ કરે છે, અને હૃદયના સર્વ દોષસમૂહને દૂર કરે છે, વળી જેનાં ચરણકમળની રજ મુક્તિને મેળવી આપે છે તે શ્રીનથુરામશર્માનામથી ઓળખાતા પૂજ્યપાદ સદ્‌ગુરુ-પરમાત્માને હું અહિં વંદું છું. ૧૧

જેનો દેહ બાલસૂર્યના જેવો તેજસ્વી છે, જેનાં નેત્ર નવા ઊઘડેલા કમળની વિશાળ પાંખડીઓજેવાં સુંદર છે, જેનાં વચન કોમળ ને મધુર છે, જેની મુખમુદ્રા સ્મિતહાસ્યયુક્ત છે, જેની ગતિ હાથીના જેવી ગંભીર છે, જેની દૃષ્ટિ સ્નેહભાવથી ભીંજાયેલી છે, અને જે સર્વ શુભગુણોથી યુક્ત છે તે સદ્‌ગુરુપરમાત્માને હું નિરંતર નમેસો છું. ૧૨

**પ્રસિદ્ધકર્તાતરફથી.**

# પૂજ્યપાદ મહારાજ શ્રીમન્ નથુરામશર્મા-પ્રણીત પુસ્તકો.

૧ **શ્રીઉપનિષદો:**—ઈશોપનિષદ્થી કૈવલ્યોપનિષદ્ સુધીની બાર મુખ્ય ઉપનિષદો તથા **માંડૂક્યોપનિષદ્**ઉપરની **શ્રીગૌડપાદીય** કારિકા મૂલ, તથા તે બધાંની ગુજરાતી ટીકા અને બીજી ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. અદ્વૈતતત્ત્વજ્ઞાનનો ઉચ્ચામાં ઉંચો ગ્રંથ. પૂજ્યપાદ મહાત્માશ્રીના ચિત્રસહિત. ત્રીજી આવૃત્તિ. પાકું પુંઠું. રૂ. ૬-૪-૦

૨ **શ્રીવેદાંતદર્શન:**—છ શાસ્ત્રોમાંનું સર્વોત્તમ શાસ્ત્ર-વેદાંત-જ્ઞાનનો અપૂર્વ ગ્રંથ. આમાં **શ્રીવ્યાસ**ભગવત્પ્રણીત મૂલ સંસ્કૃત સૂત્રો, અન્વય, અન્વયાર્થ, વિસ્તૃત ગુજરાતી ટીકા ને અત્યંત મનનીય ઉપોદ્‌ઘાત આદિ સહિત **શ્રીદ**ક્ષિણામૂર્તિ આદિનાં ચાર ચિત્રો આપવામાં આવ્યાં છે. કાચા પુંઠાવાળાનું મૂલ્ય રૂ. ૩-૦-૦ ને પાકા પુંઠાવાળાનું મૂલ્ય રૂ. ૩-૮-૦

૩ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા:**—આ ગ્રંથમાં મૂલ શ્લોકો, શ્લોકોનાં પદપદાર્થ, શબ્દાર્થ ને આધ્યાત્મિક અર્થોસહિત શ્રીરહસ્યપ્રદીપિકા-નામની વિસ્તૃત ટીકા આપવામાં આવ્યાં છે. પ્રસ્તાવનામાં ગીતાનો પ્રતિપાદ્ય વિષય લંબાણથી ચર્ચ્યો છે. સંસ્કૃત નહિ ભણેલાને પણ પદાર્થની સમજપૂર્વક શ્રીગીતાજીનો અભ્યાસ કરવાને તેમજ શ્રીગીતા-જીમાં આવેલા યુદ્ધાદિ પ્રસંગના આધ્યાત્મિક અર્થો સમજવાને આ પુસ્તક અપૂર્વ સાધનરૂપ છે. શ્રીવિરાટ્‌સ્વરૂપ આદિનાં ચિત્રોસહિત. પાંચમી આવૃત્તિ. પાકું પુંઠું. રૂ. ૩-૮-૦

૪ **શ્રીપાતંજલયોગદર્શન:**—આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવવામાં યોગનો અભ્યાસ એ શ્રેષ્ઠ સાધનરૂપ છે. યોગનો પુરાણો ગ્રંથ આ છે.

યોગનું સૂક્ષ્મ શાસ્ત્રીય જ્ઞાન મેળવવાસારુ આ ગ્રંથ અવશ્ય મનનીય છે. ભગવાન્ પતંજલિમુનિકૃત આ યોગદર્શન છ દર્શનોમાંનું એક દર્શન છે. એમાં મૂલ સંસ્કૃત સૂત્રો, પદબોધિનીનામની સંસ્કૃતટીકા, સૂત્રોનો શબ્દાર્થ અને તે ઉપર વિસ્તૃત વિવેચન આપવામાં આવ્યું છે. ચોથી આવૃત્તિ. રૂ. ૩-૮-૦

**૫ શ્રીયોગકૌસ્તુભ:**—યોગનો આ નવીન ને વિસ્તૃત ગ્રંથ છે. એની ૧૬ પ્રભાઓ છે, ને તેમાં યોગને લગતા સર્વ ઉપયોગી વિષયોનું વિસ્તૃત વર્ણન છે. સંસ્કૃતભાષામાં જે યોગના ગ્રંથો છે તેમાં પણ અષ્ટાંગયોગનું આવું સ્પષ્ટ વિવેચન નથી એમ હરકોઇ સુજ્ઞ વાંચનારને તુરત જણાઇ આવશે. આસનોનાં ને બીજાં ઉપયોગી ચિત્રોસહિત. ચોથી આવૃત્તિ. રૂ. ૧-૮-૦

**૬ શ્રીસાંખ્યપ્રવચન:**—ભગવાન્ કપિલમુનિકૃત આ **સાંખ્ય-પ્રવચન** છ દર્શનોમાંનું એક દર્શન છે. આ ગ્રંથમાં મૂલ સંસ્કૃતસૂત્રો, સાંખ્યસૂત્રવૃત્તિનામક શ્રીઅનિરુદ્ધભટ્ટકૃત સંસ્કૃતટીકા અને ગુજરાતીમાં સૂત્રાર્થ તથા વિવેચન આપેલાં છે. રૂ. ૧—૦—૦

**૭ શ્રીપરમપદબોધિની:**—પરમપદરૂપ શ્રીપરમાત્માનો બોધ કરનારા આ પુસ્તકમાં વેદાંતસાર, યોગસાર, સાંખ્યસાર, ભક્તિનિરૂપણ, શાસ્ત્રાદિની એકવાક્યતા તથા ઉપદેશક પદ્યો એ રીતે છ પ્રકરણો છે. ચિત્રસહિત. ચોથી આવૃત્તિ રૂ. ૦-૧૪-૦

**૮ શ્રીસદુપદેશદિવાકર પ્રથમ કિરણ:**—પૂજ્યપાદ મહાત્મા-શ્રીતરફથી સાધકજનોપર લખાયેલાં પત્રોનો અગત્યનો બોધરૂપ ભાગ આમાં પ્રકટ કરવામાં આવ્યો છે. ઘેર બેઠાં સત્સંગ કરવાનું અપૂર્વ સાધન. ચિત્રસહિત. બીજી આવૃત્તિ. રૂ ૦-૧૨-૦

**૯ શ્રીસદુપદેશદિવાકર દ્વિતીય કિરણ:**—ઉપર પ્રમાણેનું પૂજ્યપાદ મહાત્માશ્રીનાં પત્રોનું બીજું પુસ્તક. પ્રથમ કિરણમાં નહિ

આવેલાં પત્રોનો આમાં સમાવેશ છે. રૂ. ૦-૧૨-૦

**૧૦ શ્રીસદુપદેશદિવાકર તૃતીય કિરણ:**—ઉપર પ્રમાણેનું પૂજ્યપાદ મહાત્માશ્રીનાં પત્રોનુ ત્રીજું પુસ્તક. પ્રથમ અને દ્વિતીય કિરણમાં નહિ આવેલાં પત્રોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. રૂ. ૦-૧૨-૦

**૧૧ શ્રીસદુપદેશદિવાકર ચતુર્થ કિરણ:**—ઉપર પ્રમાણેનુ પૂજ્યપાદ મહાત્માશ્રીનાં પત્રોનું ચોથું પુસ્તક. પાછલાં ત્રણ કિરણમાં નહિ આવેલાં પત્રો આમાં આપવામાં આવ્યાં છે. રૂ. ૧-૨-૦

**૧૨ શ્રીસુબોધકલ્પલતા:**—એમાં અનેક મનોહર દૃષ્ટાંતોયુક્ત નીતિ, કર્મ, ઉપાસના ( ભક્તિ ) ને જ્ઞાનનો વિવિધરીતે બોધ કરનારાં ૮૬ પર્ણોનો સમાવેશ છે. ચિત્રસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦-૯-૦

**૧૩ મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો,** દિવ્યપ્રભાસાથે. બીજી આવૃત્તિ. રૂ. ૦-૮-૦

**૧૪ શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦:**—ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૭-૦

**૧૫ શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ :**—આ ગ્રંથમા ગુજરાતના ત્રણ વર્ણોનું કર્તવ્ય આદિ ૧૫ અંકો આપવામાં આવ્યા છે. બીજી આવૃત્તિ. રૂ. ૦-૮-૦

**૧૬ શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ :**—આ ગ્રંથમાં મુમુક્ષુની દિનચર્યા આદિ ૧૦ અંકો આપવામા આવ્યા છે. રૂ. ૦-૮-૦

**૧૭ શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ :**—આ ગ્રંથમાં સ્વદેશયાત્રા આદિ ૨૩ અંકો આપ્યા છે. રૂ. ૧-૨-૦

**૧૮ શ્રીરાસપંચાધ્યાયી:**—શ્રીરહસ્યાર્થપ્રકાશિકાટીકાસહિત. આ ગ્રંથમાં શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના રાસક્રીડાને લગતા ૨૯ થી ૩૩ પર્યંતના અધ્યાયના મૂલ શ્લોકો, તેનો ભક્તિપક્ષનો તથા જ્ઞાનપક્ષનો અર્થ ને તે બંનેપર વિસ્તૃત વિવેચન આપવામાં આવ્યાં

છે. આ ગ્રંથના વાચનમનનથી જિજ્ઞાસુઓને તેમના અધિકારાનુસાર પરમાત્માની પ્રેમલક્ષણાભક્તિનો અથવા આત્મજ્ઞાનનો અલૌકિક માર્ગ મળી શકે છે. રૂ. ૦-૫-૬

**૧૯ શ્રીભગવદ્ગીતાદિ પાંચ રત્નો:**—આ ગ્રંથમાં શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીવિષ્ણુસહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મૃતિ ને ગજેન્દ્રમોક્ષ ટીકાસહિત આપવામાં આવ્યાં છે. શિવાય શ્રીભગવદ્ગીતાના અગત્યના શબ્દોના આધ્યાત્મિક અર્થો ને પ્રાતઃસ્મરણસ્તોત્ર આપ્યા છે. બીજી આવૃત્તિ. પાકું પુઠું. રૂ. ૧-૮-૦

**૨૦ શ્રીનાથકાવ્ય પ્રથમ ભાગ:**—નીતિ, વૈરાગ્ય, ભક્તિ, યોગ ને જ્ઞાનસંબંધી પૂજ્યપાદ મહાત્માશ્રીનાં કાવ્યો-પદો ભજનો ઇત્યાદિ. રૂ. ૦-૫-૦

**૨૧ શ્રીનાથકાવ્ય દ્વિતીય ભાગ:**—રૂ. ૦-૧૪-૦

**૨૨ શ્રીમનુષ્યમિત્ર:**—આ લેખ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર વિભાગમાં વહેંચાયેલો છે. પ્રાપ્ત કર્તવ્ય રૂડી રીતે આચરતા સ્વસ્વરૂપના જ્ઞાનરૂપ મોક્ષ કેવી રીતે મળી શકે તેનો આ ગ્રંથમાં પરંપરાવડે તથા સાક્ષાત્ ઉપદેશ છે. આવૃત્તિ બીજી. રૂ. ૦-૪-૦

**૨૩ શ્રીસદુપદેશમાલા:**—બાળકો, સ્ત્રીઓ તથા અભણ માણસો અંકોના જ્ઞાનસાથે ગુજરાતી તથા બાળબોધ વાંચતાંલખતાં શીખી શકે, તથા તેમને નીતિ, ધર્મ, ઉદ્યોગ ને કર્તવ્યનિષ્ઠા આદિ શુભ ગુણોમાં રુચિ ઉપજે એવા હેતુથી આ પુસ્તક રચવામાં આવ્યું છે. રૂ. ૦-૩-૬

**૨૪ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ:**—ત્રીજી આવૃત્તિ. રૂ.૦-૫-૬

**૨૫ શ્રીનાથસ્વરોદય:**—આમાં પ્રાણ અને પાંચ તત્ત્વને લગતા વિષયોનું વિવેચન છે. આખું પુસ્તક સ્વરશાસ્ત્રસંબંધી બાર વિષયવિભાગમાં વહેંચાયેલું છે. આવૃત્તિ ત્રીજી. રૂ. ૦-૨-૬

૨૬ **શ્રીયોગપ્રભાકર:**—અષ્ટાંગયોગનું દશ પ્રભામાં અતીવ સ્ફુટ તથા અનુભવના રહસ્યરૂપ ઉદ્‌ગારોયુક્ત વર્ણન આમાં છે. બીજી આવૃત્તિ. રૂ. ૦-૩-૬

૨૭ **શ્રીસ્વાભાવિક ધર્મ:**—આમાં સ્વભાવરૂપ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારા ધર્મનું વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવ્યુ છે. આવૃત્તિ ત્રીજી. રૂ. ૦-૨-૬

૨૮ **ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ:**—આમાં **શ્રીસુંદર**વિલાસ-ગત વિપર્યયનામનુ અંગ, તથા **શ્રીકબીર**જીનાં ને **શ્રીધીર**ાભક્તનાં કેટલાક પદો આપી તેમાંની અવળી વાણીનુ બહુ સ્ફુટતાથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુ છે. આવૃત્તિ ત્રીજી. રૂ. ૦-૧-૬

૨૯ **શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચાર:**—બીજી આવૃત્તિ. રૂ. ૦-૧-૦

૩૦ **શ્રીપ્રણવપટ્ટ:**—ૐકારનો ઉપયોગી વિષયોસાથે રંગિત નકશો. રૂ. ૦-૩-૦

૩૧ **શ્રીપ્રણવવિસ્તારપટ્ટ:**—વિશ્વમાંની સર્વે લિપિ તથા સર્વે પ્રાણિપદાર્થો ૐકારનોજ વિસ્તાર છે એ વાત આ નકશામા પ્રત્યક્ષ બતાવી છે. રૂ. ૦-૨-૦

૩૨ **શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો:**—આ ગ્રંથમાં પૂજ્ય-ચરણ ભગવાન્ **શંકરાચાર્ય**કૃત **સાધનપંચકાદિ** અઢાર લેખોરૂપ રત્નો મૂલ, અર્થ ને વિવેચનસહિત આપેલાં છે. **શ્રીદક્ષિણામૂર્તિ** આદિનાં ચાર ચિત્રોસહિત. રૂ. ૧-૮-૦

૩૩ **શ્રીદુરાચારગિરિવજ્ર:**—આ ગ્રંથમાં દુરાચાર ત્યજવાનો સકારણ બોધ, બ્રાહ્મણોએ પોતાની જીવનચર્યા કેવી રાખવી, ને ભિન્ન ભિન્ન ધાર્મિક ક્રિયાઓનું રહસ્ય વગેરે વિષયો ૩૩ વિભાગમાં આપેલા

છે. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૬

**૩૪ શ્રીવિનોદમાલા:**—આ પુસ્તકમાં ચા ને તમાકુ આદિનાં દુર્વ્યસનો તથા અંતઃકરણના કામક્રોધાદિ દુષ્ટ વિકારો જે મનુષ્યની અધોગતિ કરનારાં છે તેનો ત્યાગ કરવાનો હાસ્યરસયુક્ત બોધ ચારસ્તોત્રાદિ અઢાર લેખોમાં આપવામાં આવ્યો છે. રૂ. ૦-૫-૦

**૩૫ શ્રીપત્રકલ્પમંજરી:**—આમાં મનુષ્યોપ્રતિ જીવન્મુક્તનું પત્ર આદિ જ્ઞાન ભક્તિ ને મુમુક્ષુના કર્તવ્યનો બોધ આપનારાં આઠ વિસ્તૃત પત્રો આપવામાં આવ્યા છે. રૂ. ૦-૩-૦

**૩૬ શ્રીસનાતનધર્મનું નિરૂપણ:**—રૂ. ૦-૧-૦

**૩૭ સુવિચારચંદ્રિકા:**—હૃદયના દુષ્ટ વિકારોને મૂલથી ઊખેડી નાંખી તેને શાંત તથા પવિત્ર કરવાદ્વારા જિજ્ઞાસુઓના અધિકારની વૃદ્ધિ કરનારા અનેક અલૌકિક ઉદ્ગારો આમાં છે. રૂ. ૦-૨-૦

**૩૮ મહામંત્રમાલિકા:**—પરમાત્માની પ્રાપ્તિ કરાવનારા તથા વ્યવહારને પણ સુધારનારા સુયુક્તિયુક્ત સુવિચારોરૂપ ૧૦૯ મહામંત્રો આ માલામાં છે. રૂ. ૦-૩-૦

**૩૯ શ્રીરુદ્રસૂક્ત, શ્રીપુરુષસૂક્ત તથા શ્રીઈશાવાસ્ય:**-આમાં સ્વરોયુક્ત મૂલ મંત્રો, અર્થ ને રહસ્યવિવેચનસહિત આપેલા છે. રૂ. ૦-૪-૦

**૪૦ શ્રીસૂક્ત:**—વ્યવહારપક્ષની તથા પરમાર્થપક્ષની ટીકાસહિત સોળ મંત્રો. રૂ. ૦-૦-૯

**૪૧ શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ:**—રૂ. ૦-૯-૦

**૪૨ ભક્તિસુધા:**-રૂ. ૦-૦-૬ **૪૩ વૈરાગ્યસુધાકર:**-રૂ.૦-૧-૬

ઉપર જણાવેલાં પુસ્તકો વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ એ શિરોનામપર લખવાથી મળી શકશે.



# ॥ श्रीप्रश्नोत्तररूपे विविध उपदेश ।



## प्रकरण १ लुं.

### कर्मविचार.

પ્રશ્ન ૧ લો. કર્મ એટલે શું ? અને તેના કેટલા પ્રકાર છે ?

ઉત્તર. શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણવડે થનારી ક્રિયા કર્મ કહેવા છે. તે કર્મ બે પ્રકારનાં છે, ૧ લૌકિક ને ૨ શાસ્ત્રીય.

ખેડ, વ્યાપાર ને નોકરી આદિ કર્મ તે લૌકિક, ને શાસ્ત્રે વિધા કરેલા કર્મ તે શાસ્ત્રીય વા શાસ્ત્રોક્ત કર્મ કહેવાય છે.

પ્ર૦ ૨ જો. શાસ્ત્રોક્ત કર્મના પ્રકાર કેટલા ? અને તેમ સ્વરૂપ કહો ?

ઉ૦ કર્મના પ્રકાર ચાર છે, ૧ કૃષ્ણ, ૨ શુક્લ, ૩ મિશ્ર ને અશુક્લઅકૃષ્ણ.

૧ **કૃષ્ણકર્મ**—હિંસા, ચોરી ને પરદારાનો સમાગમ કરવે ઇત્યાદિ નઠારા કર્મો.

**૨ શુક્લકર્મ**—તપ આદિ સકામ પુણ્યકર્મ કરવાં તે.

**૩ મિશ્રકર્મ**—જેમાં દાનાદિરૂપ પુણ્ય અને હિંસાદિરૂપ પાપ બંને હોય તેવાં સોમયાગાદિ કર્મો

**૪ અશુક્લઅકૃષ્ણ કર્મ**—કોઇ પણ પ્રકારની આ લોકની તથા પરલોકની કામના રાખ્યા વિના પોતાનું કર્તવ્ય સમજીને પુણ્યકર્મ કરવાં તે.

**પ્ર૦ ૩ જો.** શાસ્ત્રોક્ત અન્ય કર્મના પ્રકાર તેમનાં સ્વરૂપસહિત કહો ?

ઉ૦ કર્મ બે પ્રકારનાં છે, ૧ વિહિત ને ૨ નિષિદ્ધ. શાસ્ત્રે વિધાન કરેલું કર્મ તે વિહિત, ને શાસ્ત્રે નહિ કરવાને કહેલું કર્મ તે નિષિદ્ધ. તેમાં વિહિતકર્મ ચાર પ્રકારનાં છે, ૧ નિત્ય, (સંધ્યા વંદનાદિ,) ૨ નૈમિત્તિક, (ગ્રહણશ્રાદ્ધાદિ,) ૩ કામ્ય (પુત્રેષ્ટિ આદિ) ને ૪ પ્રાયશ્ચિત્ત. (પાપની નિવૃત્તિમાટેનું ઉપવાસાદિ કર્મ.)

**પ્ર૦ ૪ થો.** ત્રણ પ્રકારનાં કર્મોનાં નામો અને તેમના સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ સંચિત, ૨ ક્રિયમાણ ને ૩ પ્રારબ્ધ એ ત્રણ પ્રકારનાં કર્મો છે. ફલ આપવાને તત્પર નહિ એવાં અપક્વ કર્મ (કર્મવડે પડેલા સંસ્કાર) સંચિત કહેવાય છે, વર્તમાનજન્મમાં જે કર્મ કરવામાં આવે છે તે ક્રિયમાણ, ને જે કર્મ (કર્મવડે પડેલા સંસ્કાર) ફલ દેવાને તત્પર થયાં છે અથવા જે કર્મવડે (કર્મથી પડેલા સંસ્કાર-વડે) જાતિ, આયુ અને ભોગ નક્કી થયેલ છે તે પ્રારબ્ધકર્મ કહેવાય છે.



# प्रकरण २ जुं.

## भक्तिविचार.

પ્ર૦ ૧ લો. પરમાત્માની ભક્તિનું સ્વરૂપ કહો ?

ઉ૦ પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેઓશ્રીમાં કોઇ પણ પ્રાણિપદાર્થથી ડગાવી ન ડગે એવી કોઇ પણ પ્રકારના સ્વાર્થરહિત વિવેકવાળી પરમપ્રીતિ રાખવી તેને પરમાત્માની ભક્તિ કહે છે.

પ્ર૦ ૨ જો. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકારની પરમાત્માની ભક્તિનું સ્વરૂપ કહો ?

ઉ૦ પરમાત્માના અલૌકિક સ્વરૂપનું, પરમાત્માના શ્રેષ્ઠતમ ગુણોનું તથા પરમાત્માની અપૂર્વ લીલાઓનું ધ્યાન કરતા કરતાં ધ્યાન કરનારનું ચિત્ત પરમાત્મમય થઇ જાય તેને ઉત્તમ પ્રકારની ભક્તિ કહે છે.

પરમાત્માની લીલાઓનું તથા તેઓશ્રીના કરુણા આદિ શ્રેષ્ઠતમ ગુણોનું મનન કરતાં મનન કરનારના અંતઃકરણમાં પરમાત્મામાં વિશેષ પ્રીતિ પ્રકટે તેને મધ્યમ પ્રકારની ભક્તિ કહે છે.

પરમાત્માના માહાત્મ્યનું શ્રવણ કરવાથી શ્રોતાના હૃદયમાં પરમાત્મામાં પ્રીતિનો અંકુર ફુટે તેને કનિષ્ઠ પ્રકારની ભક્તિ કહે છે.

પ્ર૦ ૩ જો. નવધા ભક્તિનાં નામો અને સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ શ્રવણ, ૨ કીર્તન, ૩ સ્મરણ, ૪ પાદસેવન, ૫ અર્ચન, ૬ વંદન, ૭ દાસ્ય, ૮ સખ્ય ને ૯ આત્મનિવેદન.

**૧ શ્રવણભકિત**—પોતાના ઇષ્ટદેવના ગુણાનુવાદ પ્રેમ અને શ્રદ્ધાસહિત સાંભળવા તે.

**૨ કીર્તનભકિત**—પોતાના ઇષ્ટદેવના મહિમાનું શ્રદ્ધાભક્તિપૂર્વક ગાન કરવું તે.

**૩ સ્મરણભક્તિ**—પોતાના ઇષ્ટદેવના નામને અને તેમના ગુણોને સંભારવા તે.

**૪ પાદસેવનભક્તિ**—પોતાના ઇષ્ટદેવનાં વા તેમની પ્રતિમાનાં ચરણકમલની શ્રદ્ધા ને પ્રીતિથી સેવા કરવી તે.

**૫ અર્ચનભક્તિ**—પોતાના ઇષ્ટદેવનું વા તેમની પ્રતિમાનું ભાવપૂર્વક પૂજન કરવું તે.

**૬ વંદનભક્તિ**—પોતાના ઇષ્ટદેવને પ્રેમપૂર્વક દીનભાવથી નમસ્કાર કરવા તે.

**૭ દાસ્યભક્તિ**—પોતાના ઇષ્ટદેવની ગર્ભદાસની પેઠે પ્રસન્ન મને કપટરહિત નિષ્કામ સેવા કરવી તે.

**૮ સખ્યભક્તિ**—પોતાના ઇષ્ટદેવની સાથે પવિત્ર મિત્રની પેઠે વિવેકપૂર્વક વર્તવું તે.

**૯ આત્મનિવેદનભક્તિ**—પોતાનું માનેલું શરીરસહિત સ્થાવર-જંગમ સર્વ શુદ્ધબુદ્ધિથી પોતાના ઇષ્ટદેવને અર્પણ કરીને તેમાં મમતારહિત રહેવું તે.

આ નવ પ્રકારની પરમાત્માની ભક્તિમાંની કોઇ પણ એક ભક્તિ ભાવપૂર્વક કરે તે પરમાત્માનો ભક્ત કહેવાય

**પ્ર૦ ૪ થો.** પરમાત્માની અવ્યભિચારિણી તથા વ્યભિચારિણી ભક્તિનું સ્વરૂપ કહો?

ઉ૦ પોતાના ઇષ્ટદેવમાં તેઓશ્રીના અલૌકિક સ્વરૂપનું તથા અલૌકિક ગુણોનું માહાત્મ્ય વિવેકપુરઃસર વિચારી કદીપણ ન ડગે એવી, આ લોકના વા પરલોકના કોઈ પણ પ્રકારના સ્વાર્થરહિત જે પરમપ્રીતિ તેને પરમાત્માની અવ્યભિચારિણી ભક્તિ કહે છે; અને આ લોકના વા પરલોકના કોઇ પણ પ્રકારના સ્વાર્થયુક્ત ઘડીક એક

દેવમાં અને ઘડીક બીજા દેવમાં એમ જે અસ્થિર પ્રીતિ તેને પરમાત્માની વ્યભિચારિણી ભક્તિ કહે છે.

**પ્ર૦ ૫ મો.** પરમાત્માના ચાર પ્રકારના ભક્તોનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ આર્ત, ૨ અર્થાર્થી, ૩ જિજ્ઞાસુ ને ૪ જ્ઞાની. પ્રાપ્ત દુઃખની નિવૃત્તિમાટે પરમાત્માનું ભજન કરનાર તે આર્ત, પોતાની કામનાની સિદ્ધિમાટે પરમાત્માનું ભજન કરનાર તે અર્થાર્થી, પરમતત્ત્વને જાણવામાટે પરમાત્માને ભજનાર તે જિજ્ઞાસુ ને પરમતત્ત્વને જાણી કાંઇ પણ સ્વાર્થવિના પરમાત્માને ભજનાર તે જ્ઞાની.

**પ્ર૦ ૬ ઠ્ઠો.** પરમાત્માના ભક્તનાં ત્રીશ લક્ષણ કહો ?

ઉ૦ ૧ ઔદાર્ય, ૨ દશ ઇંદ્રિયોનો નિગ્રહ, ૩ બુદ્ધિની સૂક્ષ્મતા, ૪ કર્તવ્યાકર્તવ્યનો વિવેક, ૫ સ્વધર્મમાં સ્થિરતા, ૬ અકાર્યમાં લોકલજ્જા, ૭ નિર્માનીપણું, ૮ સત્યતા, ૯ પવિત્રતા, ૧૦ દયા, ૧૧ શુભકાર્યમાં પ્રીતિ, ૧૨ ધૈર્ય, ૧૩ પરોપકારબુદ્ધિ, ૧૪ આસ્તિકતા, ૧૫ એકાંતનું સેવન કરવામાં રુચિ, ૧૬ સંતોષ, ૧૭ વિનય, ૧૮ કોમલતા, ૧૯ સહનશીલતા, ૨૦ ચાતુર્ય, ૨૧ મનનો નિગ્રહ, ૨૨ સમતા, ૨૩ તિતિક્ષા, ૨૪ ઉપરતિ, ૨૫ વૈરાગ્ય, ૨૬ તેજ, ૨૭ નિર્ભયતા, ૨૮ અદંભતા, ૨૯ અવિસ્મયતા અને ૩૦ ભગવાનની નિષ્કામભક્તિ.

**પ્ર૦ ૭ મો.** પરમાત્મામાં પ્રેમ પ્રકટાવવાનાં મુખ્ય સાધનો કહો ?

ઉ૦ ભગવાનના અનન્યભક્તોનો અનુકૂલ બુદ્ધિથી સમાગમ કરવાથી તથા ભગવાનના અલૌકિક સ્વરૂપનું માહાત્મ્ય જાણવાથી તે મનુષ્યના મનમાં પરમાત્માની ભક્તિનો (વિશુદ્ધ પ્રીતિનો) સંચાર થાય છે.

**પ્ર૦ ૮ મો.** ઉપાસનાના પ્રકાર, નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ ઉપાસનાના બે પ્રકાર છે, ૧ સગુણઉપાસના ને ૨ નિર્ગુણઉપાસના.

૧ **સગુણઉપાસના**—કાર્યબ્રહ્મની અને કારણબ્રહ્મની ઉપાસના કરવી તે.

૨ **નિર્ગુણઉપાસના**—શુદ્ધબ્રહ્મની ઉપાસના કરવી તે. અંતઃકરણને વારંવાર ધ્યેયને આકારે કર્યા કરવું તે ઉપાસના કહેવાય છે

# प्रकरण ३ जुं.

## योगविचार.

પ્ર૦ ૧ લો. યોગ કોને કહે છે ?

ઉ૦ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ કહેવાય છે.

પ્ર૦ ૨ જો. યોગનાં આઠ અંગોનાં નામો કહો ?

ઉ૦ ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન ને ૮ સમાધિ.

પ્ર૦ ૩ જો. યમનું સ્વરૂપ, તેના પ્રકાર અને તેમનાં લક્ષણો કહો ?

ઉ૦ **યમ**-મનુષ્યના મનને હિંસાદિ નિષિદ્ધકર્મોથી રોકનાર. તેના પાંચ પ્રકાર છે, ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય, ૪ બ્રહ્મચર્ય ને ૫ અપરિગ્રહ.

૧ **અહિંસા**—મન, વાણી અને શરીરથી કોઇને કાંઇ પણ પીડા ન કરવી તે.

૨ **સત્ય**—કોઇનું અહિત ન થાય એવું યથાર્થ ને પ્રિય બોલવું તે.

૩ **અસ્તેય**—ચોરી નહિ કરવી, એટલે અનુમતિવિના કોઇની કાંઇ પણ વસ્તુ ન લેવી તે.

૪ બ્રહ્મચર્ય—મન, વાણી અને શરીરથી ગૃહસ્થે પરસ્ત્રીના સંગનો ત્યાગ રાખવો, ને દિવસે, ઋતુથી ભિન્નકાલે, પર્વ, વ્રત અને દીક્ષાને દિવસે સ્વસ્ત્રીનો પણ ત્યાગ સેવવો તે. વિરક્તે ઉપસ્થને વશ રાખી ઊર્ધ્વરેતા રહેવું તે.

૫ અપરિગ્રહ—મમતાપૂર્વક ભોગસામગ્રી એકત્ર ન કરવી તે.

આ અહિંસાદિ પાંચ યમોને જાતિ, દેશ, કાલ ને પ્રયોજનથી ખંડિત નહિ થવા દેતાં સાવધાનતાપૂર્વક પૂર્ણપણે પાળવા તે મહાવ્રત કહેવાય છે, ને તેના એક દેશનું સાવધાનતાપૂર્વક પરિપાલન કરવું તે એકદેશિવ્રત વા અણુવ્રત કહેવાય છે.

પ્ર૦ ૪ થો. બ્રહ્મચર્યના પ્રકાર, તેમનાં નામો અને સ્વરૂપ કહો ?

ઉ૦ બ્રહ્મચર્યના ૧ કૃષ્ણ, ૨ રક્ત, ૩ શુક્લ ને ૪ વિમલ એવા ચાર પ્રકાર છે.

ગૃહસ્થે સ્વસ્ત્રીમાં સંતોષ રાખવો તે કૃષ્ણબ્રહ્મચર્ય, પર્વના અને વ્રતાદિના દિવસે ગૃહસ્થે સ્વસ્ત્રીનો ત્યાગ સેવવો તે રક્તબ્રહ્મચર્ય, ગૃહસ્થે ઋતુકાલે સંતતિની ઉત્પત્તિમાટે માત્ર સ્વસ્ત્રીનો સમાગમ સેવવો તે શુક્લબ્રહ્મચર્ય ને ઊર્ધ્વરેતા રહેવું તે વિમલબ્રહ્મચર્ય કહેવાય છે.

પ્ર૦ ૫ મો. નિયમનું લક્ષણ, તેના પ્રકાર અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ સાધકયોગીને કામ્યકર્મમાંથી નિવૃત્ત કરી તેની નિષ્કામકર્મ કરવામાં પ્રવૃત્તિ કારવનાર તે નિયમ. તેના પાંચ પ્રકાર છે, ૧ શૌચ, ૨ સંતોષ, ૩ તપ, ૪ સ્વાધ્યાય ને ૫ ઈશ્વરપ્રણિધાન.

૧ શૌચ એટલે પવિત્રતા. આના બે પ્રકાર છે, ૧ બાહ્યશૌચ ને ૨ આંતરશૌચ. પવિત્ર જલ ને પવિત્ર માટીવડે પોતાના સ્થૂલશરીરને પવિત્ર રાખવું તે બાહ્યશૌચ, ને પોતાના મનને રાગદ્વેષરહિત

રાખવું તે **આંતરશૌચ** કહેવાય છે; તેમજ સુખી પ્રાણિપ્રતિ મૈત્રીની ભાવના કરી, દુઃખી પ્રાણીપર કરુણાની ભાવના કરી, પાપિપ્રતિ ઉપેક્ષાની ભાવના કરી અને પુણ્યવાન્‌પ્રતિ હર્ષની ભાવના કરી મનને નિર્મલ રાખવું તે પણ **આંતરશૌચ** કહેવાય છે.

૨ યથાવિહિત ઉદ્યોગ કરતાં પોતાને જે દ્રવ્યાદિ પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ રાખવી તે **સંતોષ** કહેવાય છે.

૩ પોતાના મન, વાણી અને શરીરને નઠારાં કામોભણી ન જવા દેતાં એક પરમાત્માભણી રાખવાં, વા કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રત કરવા, કિંવા શ્રદ્ધાપૂર્વક પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળવા તે **તપ** કહેવાય છે.

૪ પોતાના ગુરુએ ઉપદેશ કરેલા મંત્રનો પોતાના ઇષ્ટદેવના ધ્યાનસહિત જપ કરવો, **અથવા** મોક્ષશાસ્ત્રનુ અર્થના જ્ઞાનસહિત અવલોકન કરવું તે **સ્વાધ્યાય** કહેવાય છે.

૫ મન, વાણી તથા શરીરથી જે જે ક્રિયા થાય તે તે ક્રિયા ઈશ્વરને અર્પણ કરવી, અથવા મારાથી જે કાંઇ કર્મ થાય છે તે મારા કર્માનુસાર ઈશ્વરની પ્રેરણાથી થાય છે એમ માની નિરભિમાની રહેવું તે ઈશ્વરપ્રણિધાન કહેવાય છે.

**પ્ર૦ ૬ ઠ્ઠો.** આસનનું લક્ષણ, આસનોની સંખ્યા ને મુખ્ય આસનોનાં સ્વરૂપ કહો ?

**ઉ૦** શરીર ડોલે નહિ, ને મન વ્યાકુલ ન થાય એવી રીતે શરીરની સ્થિતિ રાખવી તે **આસન** કહેવાય છે. આસનના મુખ્ય પ્રકાર ૮૪ છે, તેમાં મુખ્ય ૧૬, તેમાં મુખ્ય ૪ ને તેમાં પણ મુખ્ય ૩ છે, ૧ સિદ્ધાસન, ૨ પદ્માસન ને ૩ સ્વસ્તિકાસન. તેમનાં સ્વરૂપ નીચે પ્રમાણે છે:—

**૧ સિદ્ધાસન**—પોતાના ડાબા પગની પાની સીવનીમાં રાખીને, અને પોતાના જમણા પગની પાની ઉપસ્થના મૂલઉપર રાખીને સીધુ શરીર રાખી બેસવુ તે.

**૨ પદ્માસન**—પોતાના જમણા પગને પોતાના ડાબા સાથળના મૂલઉપર રાખી તથા પોતાના ડાબા પગને પોતાના જમણા સાથળના મૂલઉપર રાખી સીધું બેસવું તે.

**૩ સ્વસ્તિકાસન**—પોતાના બંને પગના ફણા પોતાની બંને પિંડીઓ તથા પોતાનાં બંને સાથળવચ્ચે રાખી સીધું બેસવું તે.

**પ્ર૦ ૭ મો.** આસનનો જય શી રીતે થાય? અને તેથી કયા ફલની સિદ્ધિ થાય છે તે કહો ?

ઉ૦ લૌકિકવૈદિકકર્મમાં રહેલો માનસ ઉત્સાહ શિથિલ કરવાથી અથવા શેષનું ધ્યાન કરવાથી આસનનો જય કરી શકાય છે. આસનનો જય થવાથી ટાઢતડકો ને ભૂખતરસ ઇત્યાદિ દ્વંદ્વો પૂર્વની પેઠે તે મનુષ્યને પીડા કરી શકતાં નથી.

**પ્ર૦ ૮ મો.** પ્રાણાયામનો અર્થ, તેના પ્રકાર અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ પ્રાણને સર્વભણીથી રોકવો તે પ્રાણાયામ કહેવાય છે. તેના મુખ્ય ભેદ નવ છે, ૧ અનુલોમવિલોમ, ૨ સૂર્યભેદન, ૩ ઉજ્જાયી, ૪ શીતલી, ૫ સીત્કારી, ૬ ભસ્રા વા ભસ્રિકા, ૭ મૂર્છા, ૮ પ્લાવિની ને ૯ ભ્રામરી.

**૧ અનુલોમવિલોમ**—ડાબા નસકોરાથી બહારના પવનને ખેંચી, તેને યથાશક્તિ રોકી, પછી જમણે નસકોરેથી તેને ઊતારવો; પછી જમણે નસકોરેથી બહારના પવનને ખેંચી, તેને યથાશક્તિ રોકી,

ડાબે નસકોરેથી તેને બહાર કાઢવો તે. આ પ્રાણાયામથી અભ્યાસીના શરીરની પ્રાણવહા નાડીઓની શુદ્ધિ થાય છે. કુંભકકાલે જાલંધરબંધ ને રેચકકાલે ઉડ્ડીયાનબંધ સર્વ પ્રાણાયામમાં આવશ્યક છે.

**૨ સૂર્યભેદન**—જમણે નસકોરેથી બહારનો વાયુ ખેંચી, તેને યથાશક્તિ રોકી, પછી ડાબે નસકોરેથી વાયુને બહાર કાઢવો તે. આ કુંભકથી સળેખમ, કફ ને શરદી દૂર થાય છે.

**૩ ઉજ્જાયી**—બંને નસકોરેથી બહારના વાયુને યથાશક્તિ ખેંચી, તેને યથાશક્તિ રોકી, પછી નાકના ડાબા છિદ્રવડે તે વાયુને બહાર કાઢવો તે. આ કુંભકથી અજીર્ણ તથા શરીરની અશક્તિ દૂર થાય છે.

**૪ શીતલી**—જીભને કાગડાની ચાંચની પેઠે મુખથી બહાર રાખી, જમણા હાથના અંગૂઠા તથા આંગળીઓવડે નસિકા બંધ રાખી, મુખવાટે બહારના વાયુને શરીરની અંતર ખેંચી, તેને યથાશક્તિ રોકી, પછી ડાબા નસકોરાવાટે શરીરમાંના વાયુને ધીરે ધીરે બહાર કાઢવો તે. આ કુંભકથી શરીરમાંની વિશેષ ગરમી દૂર થઇ શરીરમાં ઠંડક થાય છે.

**૫ સીત્કારી**—જીભને બે હોઠની વચ્ચે રાખી, જમણા હાથના અંગૂઠા તથા આંગળીઓવડે નાક બંધ રાખી, મુખવાટે સીત્કારસહિત બહારના પવનને અંતર ખેંચી, યથાશક્તિ રોકી, પછી તેને ડાબી નાસિકાવાટે ધીરે ધીરે બહાર કાઢવો તે. આથી શરીરમાંની વિશેષ ગરમી દૂર થઇ ઠંડક થાય છે.

**૬ ભસ્ત્રા** (ભસ્ત્રિકા)—જમણું નસકોરું જમણા હાથના અંગૂઠાવડે બંધ [illegible] નસકોરાવાટે યથાશક્તિ પૂરકરેચક મધ્યમ-વેગથી ઉપરાઉપર [illegible] માં ઠેલા પૂરકપછી વાયુને યથાશક્તિ

રોકી, પછી જમણા હાથની આંગળીઓવડે ડાબું નસકોરું બંધ રાખી, જમણે નસકોરે રેચક કરી, જમણે નસકોરેથી પૂરકરેચક મધ્યમ-વેગથી યથાશક્તિ કરવા; ( ડાબે નસકોરે જેટલા પૂરકરેચક કર્યા હોય તેટલા પૂરકરેચક કરવા; ) ત્યારપછી છેલ્લા પૂરકપછી વાયુને યથાશક્તિ રોકી, જમણું નસકોરું પૂર્વે કહેલી રીતે બંધ રાખી, ડાબે નસકોરે રેચક કરવો તે. પૂરકરેચક ધમણની પેઠે કરવાના છે. આથી વાત, પિત્ત ને કફથી ઉપજેલા રોગો દૂર થાય છે, અને કુંડલિની ( પ્રાણકલા ) જાગ્રત્ થાય છે.

૭ મૂર્છા—જમણું નસકોરું જમણા હાથના અંગૂઠાવડે બંધ રાખી, ડાબા નસકોરાથી બહારના વાયુને યથાશક્તિ ખેંચી, જાલંધર-બંધસહિત તેને યથાશક્તિ રોકવો; આ કાલે શરીરનાં સર્વ મોટાં છિદ્રોને સારી રીતે સંકોચવાં, પછી પૂર્વોક્ત બંધસહિત ધીરે ધીરે જમણા નસકોરાદ્વારા રેચક કરવો તે. આ કુંભક ચિત્તનિરોધમા ઉપયોગી છે.

૮ પ્લાવિની—બહારના વાયુને નાસિકાદ્વારા થોડો ખેંચી, પછી શરીરમાં સર્વ સ્થલે રહેલા વાયુને સ્થિર કરી શરીરને હલકું કરવું તે. આથી શરીરમાં ઠંડક ઉપજે છે.

૯ ભ્રામરી—જમણું નસકોરું જમણા હાથના અંગૂઠાવડે બંધ રાખી ડાબા નસકોરાદ્વારા ભ્રમરના જેવા શબ્દસહિત બહારના વાયુને અંતર ખેંચી, પછી તેને યથાશક્તિ રોકી, પશ્ચાત્ જમણા નસકોરાદ્વારા ધીરે ધીરે રેચક કરવો તે. આથી ચિત્તમાં આનંદ થાય છે.

પ્ર૦ ૯ મો. પ્રાણાયામથી શું ફલ પ્રાપ્ત થાય છે ?

ઉ૦ પ્રાણાયામ સિદ્ધ થવાથી અંતઃકરણમાં રહેલા પાપસંસ્કાર

નાશ પામે છે, આથી અંતઃકરણમાંનો રજોગુણ તથા તમોગુણ નિર્મલ થાય છે, અને ધારણા કરવામાં અંતઃકરણ યોગ્ય થાય છે.

**પ્ર૦ ૧૦ મો.** યમ, નિયમ અને આસન સિદ્ધ કર્યા વિના પ્રાણાયામ સિદ્ધ થાય કે નહિ ?

**ઉ૦** આ ત્રણ સિદ્ધ થવાથીજ પ્રાણાયામ સિદ્ધ થઇ શકે છે. આસન સિદ્ધ કર્યા વિના પ્રાણાયામનો અભ્યાસ કરવામાં આવે તો રોગાદિક થવા સંભવ રહે છે.

**પ્ર૦ ૧૧ મો.** પ્રત્યાહારનું સ્વરૂપ તથા ફલ કહો ?

**ઉ૦** ઇંદ્રિયોને પોતપોતાના વિષયથી પાછી વાળી ચિત્તને અનુસરતી કરવી તે પ્રત્યાહાર કહેવાય છે. પ્રત્યાહાર સિદ્ધ થવાથી તે મનુષ્યની ઇંદ્રિયો અત્યંત વશ થઇ જાય છે.

**પ્ર૦ ૧૨ મો.** ધારણાનુ સ્વરૂપ કહો ?

**ઉ૦** શરીરમાંની સુષુમ્ણાનાડીમાં રહેલાં હૃદયાદિ ચક્રોમાં, શરીરની બહાર નાસિકાગ્રાદિ પ્રદેશમાં, ઇશ્વરની પ્રતિમામાં અથવા સૂર્યચંદ્રાદિમાં પોતાના ચિત્તને રોકવું તે ધારણા કહેવાય છે.

આ ધારણામાં ધ્યેયમાંથી ચિત્તવૃત્તિ ચલાયમાન થાય છે, અને તેને વારંવાર ધ્યેયમાં પાછી એકાગ્ર કરવી પડે છે.

**પ્ર૦ ૧૩ મો.** ધ્યાનનું સ્વરૂપ કહો ?

**ઉ૦** ધારણાના વિષયમાં ચિત્તને એકતાન કરવું તે ધ્યાન કહેવાય છે. આ ધ્યાનકાલે ચિત્ત ધ્યેયમાંથી ચલાયમાન થતું નથી, પણ ધ્યેયને આકારે થયા કરે છે.

**પ્ર૦ ૧૪ મો.** સમાધિનું સ્વરૂપ કહો ?

**ઉ૦** ધ્યાતા અને ધ્યાનની વૃત્તિ નહિજેવી થઇને એક ધ્યેયની સ્ફૂર્તિ રહે એવી જે અંતઃકરણની અવસ્થા તે સમાધિ કહેવાય છે.

**પ્ર૦ ૧૫ મો.** સંયમનું સ્વરૂપ કહો ?

ઉ૦ ધારણા, ધ્યાન અને સમાધિ એકજ વિષયમાં થાય તે સંયમ કહેવાય છે.

**પ્ર૦ ૧૬ મો.** ચિત્તવૃત્તિઓ કેટલા પ્રકારની છે તે તથા તેમના નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ ચિત્તની વૃત્તિઓ પાચ પ્રકારની છે, ૧ પ્રમાણ, ૨ વિપર્યય, ૩ વિકલ્પ, ૪ નિદ્રા તે ૫ સ્મૃતિ.

૧ **પ્રમાણ**—યથાર્થજ્ઞાનનું સાધન, તે પ્રત્યક્ષ ને અનુમાનાદિ છે.

૨ **વિપર્યય**—મિથ્યાજ્ઞાન, જેમ દોરડીમાં સર્પનું જ્ઞાન થવું.

૩ **વિકલ્પ**—માત્ર શબ્દ હોય, પરતુ તેવડે કહેવાયોગ્ય વસ્તુ ન હોય એવી વૃત્તિ, જેમ વંધ્યાપુત્રને આકારે થતી વૃત્તિ.

૪ **નિદ્રા**—જાગ્રતનાં ને સ્વપ્નનાં જ્ઞાનોનો ત્યાગ કરી તમોગુણને આલંબન કરીને રહેલી ચિત્તની વૃત્તિ.

૫ **સ્મૃતિ**—સંસ્કાર જાગ્રત્ થવાથી પૂર્વે અનુભવેલા વિષયને આકારે ચિત્તનુ થવું.

**પ્ર૦ ૧૭ મો.** વૃત્તિઓના ભેદ સ્વરૂપસહિત જણાવો ?

ઉ૦ વૃત્તિઓના બે ભેદ છે, ૧ ક્લિષ્ટા ને ૨ અક્લિષ્ટા.

૧ **ક્લિષ્ટા**—રજોગુણતમોગુણવાળી વૃત્તિ. આ વૃત્તિ દુઃખ ઉપજાવનારી છે.

૨ **અક્લિષ્ટા**—સત્ત્વગુણી વૃત્તિ. આ વૃત્તિ સુખ ઉપજાવનારી છે.

**પ્ર૦ ૧૮ મો.** ચિત્તનિરોધના ઉપાય કહો ?

ઉ૦ ચિત્તનિરોધના મુખ્ય ચાર ઉપાય છે, ૧ અધ્યાત્મશાસ્ત્રનું અવલોકન, ૨ સત્પુરુષનો સમાગમ, ૩ વાસનાનો જય ને ૪ પ્રાણનો નિરોધ.

**પ્ર૦ ૧૯ મો.** યોગવિઘ્નોની સંખ્યા, તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ યોગવિઘ્નો નવ છે, ૧ વ્યાધિ, ૨ સ્ત્યાન, ૩ સંશય, ૪ પ્રમાદ, ૫ આલસ્ય, ૬ અવિરતિ, ૭ ભ્રાંતિદર્શન, ૮ અલબ્ધભૂમિકત્વ ને ૯ અનવસ્થિતત્વ એ તેમનાં નામો છે. ૧ **વ્યાધિ**-સ્થૂલશરીરના જ્વરાદિ રોગ, ૨ **સ્ત્યાન**—યોગનાં સાધનોમાં અપ્રવૃત્તિ, ૩ **સંશય**—યોગ સિદ્ધ થતો હશે કે નહિ? શાસ્ત્ર અને ગુરુ યોગનું જે માહાત્મ્ય કહે છે તે ખરું હશે કે નહિ? એવી રીતે બે કોટિને વિષય કરનારી અંતઃકરણની વૃત્તિ, ૪ **પ્રમાદ**—યોગનાં સાધનોના અનુષ્ઠાનમાં ઉદાસીનપણું, ૫ **આલસ્ય**—કફથી શરીરનું ભારે થવું, અને તમોગુણથી ચિત્તનું ભારે થવું, ૬ **અવિરતિ**—વિષયતૃષ્ણા, ૭ **ભ્રાંતિદર્શન**-યોગનાં સાધનોમાં અસાધનપણાની બુદ્ધિ, અને જે યોગનાં સાધનો નથી તેમાં સાધનપણાની બુદ્ધિ, ૮ **અલબ્ધભૂમિકત્વ**—યોગની કોઈ પણ ભૂમિકાની પ્રાપ્તિ ન થવી, અને ૯ **અનવસ્થિતત્વ**—પ્રાપ્ત થયેલી યોગભૂમિમાં ચિત્તની સ્થિરતા ન થવી.

**પ્ર૦ ૨૦ મો.** વિક્ષેપની સાથે થનારાં યોગવિઘ્નોની સંખ્યા, નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ વિક્ષેપની સાથે થનારાં યોગવિઘ્નો ચાર છે, ૧ દુઃખ, ૨ દૌર્મનસ્ય, ૩ અંગમેજયત્વ ને ૪ શ્વાસપ્રશ્વાસ. ૧ **દુઃખ**—જેની પ્રાપ્તિ થયે માણસ જેને દૂર કરવાને ઇચ્છે છે તે ૨ **દૌર્મનસ્ય**—ઇચ્છાનો અભિઘાત થવાથી જે પરિતાપ થાય તે. ૩ **અંગમેજયત્વ**—અંગમાં કંપ થાય તે. ૪ **શ્વાસપ્રશ્વાસ**—મનુષ્યની ઇચ્છાવિના પણ શ્વાસ મુખાદિની અંતર આવે, અને મનુષ્યની ઇચ્છાવિના પણ પ્રશ્વાસ મુખાદિની બહાર નીકળે તે.

**પ્ર૦ ૨૧ મો.** પૃથિવી આદિ પાંચ ભૂતોનાં રૂપ કહો ?

**ઉ૦** ૧ સ્થૂલ, ૨ સ્વરૂપ, ૩ સૂક્ષ્મ, ૪ અન્વય ને ૫ અર્થવત્ત્વ.

૧ પ્રતીત થતું ગંધાદિના આધારવાળું જે પાંચ ભૂતોનું સ્વરૂપ તે તેમનું **સ્થૂલરૂપ** કહેવાય છે.

૨ કઠિનપણું, સ્નેહયુક્તપણું, (ચીકાશવાળાપણું,) ઉષ્ણપણું, વહનશીલતા અને સર્વત્ર વિદ્યમાનતા એ પાંચ ભૂતોનું **સ્વરૂપ** કહેવાય છે.

૩ પાંચ તન્માત્રાઓ તે તેમનું **સૂક્ષ્મરૂપ** કહેવાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ તન્માત્રાનાં નામ છે.

૪ પાંચ ભૂતોમાં કારણરૂપે રહેલા સત્ત્વાદિ ત્રણ ગુણો તે **અન્વયનામનું** ભૂતોનુ ચોથું રૂપ કહેવાય છે.

૫ પુરુષને ભોગ અને મોક્ષ આપવાનું પાંચ ભૂતોમાં રહેલું સામર્થ્ય તે તેમનું **અર્થવત્ત્વનામનું** પાંચમુ રૂપ કહેવાય છે.

**પ્ર૦ ૨૨ મો**—ઇંદ્રિયોનાં પાંચ રૂપ કહો ?

**ઉ૦** ૧ ગ્રહણ, ૨ સ્વરૂપ, ૩ અસ્મિતા, ૪ અન્વય ને ૫ અર્થવત્ત્વ.

૧ શબ્દાદિ બાહ્યવિષયોને આકારે પરિણામ પામેલી શ્રોત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિ તે **ગ્રહણ** કહેવાય છે.

૨ સાત્ત્વિક અહંકારના કાર્યરૂપ જે ઇંદ્રિયો તે ઇંદ્રિયોનું **સ્વરૂપ** કહેવાય છે.

૩ ઇંદ્રિયોનું કારણ જે સાત્ત્વિક અહંકાર તે તેમનું **અસ્મિતા-નામનું** સ્વરૂપ કહેવાય છે.

૪ ઇંદ્રિયોમાં કારણરૂપે રહેલા ત્રણ ગુણો તે તેમનું **અન્વયનામનું** સ્વરૂપ કહેવાય છે.

૫ પુરુષને ભોગ અને મોક્ષ આપવાનું ઇંદ્રિયોમાં રહેલુ સામર્થ્ય તે તેમનું **અર્થવત્ત્વ**નામનું રૂપ કહેવાય છે.

**પ્ર૦ ૨૩ મો.** શરીરમાંની મુખ્ય ત્રણ નાડીઓના નામો, તેમના દેવો અને તેમનાં સ્થાન કહો ?

ઉ૦ ૧ ઇડા, ૨ પિંગલા ને ૩ સુષુમ્ણા એ ત્રણ મુખ્ય નાડીઓનાં નામો છે. તેમને ગંગા, યમુના ને **સરસ્વતી** પણ કહે છે. ૧ ઇડાના દેવ ચંદ્ર, ૨ પિંગલાના દેવ સૂર્ય ને ૩ સુષુમ્ણાના દેવ અગ્નિ છે. શરીરના ડાબા ભાગમાં ઇડા, શરીરના જમણા ભાગમા પિંગલા ને બરડાની કરોડમાં મૂલાધારથી માંડી બ્રહ્મરંધ્રસુધી સુષુમ્ણા રહેલી છે.

**પ્ર૦ ૨૪ મો.** સુષુમ્ણાનાડીમાંનાં મુખ્ય ચક્રોનુ નિરૂપણ કરો ?

ઉ૦ સુષુમ્ણાનાડીમાં મુખ્ય આઠ ચક્રો છે, ૧ મૂલાધાર, ૨ સ્વાધિષ્ઠાન, ૩ મણિપૂર, ૪ મન, ૫ અનાહત, ૬ વિશુદ્ધ, ૭ આજ્ઞા ને ૮ અજરામર. (સહસ્રદલ.) મન ન ગણીએ તો આજ્ઞાચક્રસુધી ૭ ચક્ર થાય. તેમાં ૧ મૂલાધાર ગુદાસ્થાને, ૨ સ્વાધિષ્ઠાન શિશ્નના મૂલમાં, ૩ મણિપૂર નાભીની પછવાડે, ૪ મન બે પાંસળી ભેગી થાય છે તેની પાછળ, ૫ અનાહત બે સ્તનની વચ્ચેના પછવાડાના ભાગમાં, ૬ વિશુદ્ધ કંઠકૂપની પછવાડાના ભાગમાં, ૭ આજ્ઞા બે ભ્રમરની વચ્ચે ને ૮ અજરામર બ્રહ્મરંધ્રમાં છે.

**પ્ર૦ ૨૫ મો.** બુદ્ધિના પરાર્થનું અને સ્વાર્થનું સ્વરૂપ કહો ?

ઉ૦ બુદ્ધિ ઇંદ્રિયોદ્વારા પુરુષને માટે જે શબ્દાદિ વિષયો ગ્રહણ કરે તે **પરાર્થ** (પર એટલે પુરુષને ને અર્થ એટલે માટે) કહેવાય છે. બુદ્ધિએ આત્માના પ્રતિબિંબને ગ્રહણ કરવું તે **સ્વાર્થ** કહેવાય છે, કેમકે તે પોતાને માટે ( બુદ્ધિને માટે ) કરવામાં આવે છે.

**પ્ર૦ ૨૬ મો.** પદાર્થમાં રહેલા ધર્મ, લક્ષણ અને અવસ્થા એ ત્રણ પરિણામોના સ્વરૂપનું નિરૂપણ કરો ?

ઉ૦ ૧ ધર્મીના એક ધર્મનો તિરોભાવ થઇ બીજા ધર્મને પ્રાદુર્ભાવ થાય તે ધર્મીનો ધર્મપરિણામ કહેવાય છે, જેમ માટીરૂ ધર્મી પિંડરૂપ ધર્મનો ત્યાગ કરીને ઘટરૂપ અન્ય ધર્મને પામે છે આવી રીતની સ્થિતિ તે ધર્મરૂપ પરિણામ.

૨ ધર્મ ભવિષ્યકાલનો ત્યાગ કરી વર્તમાનકાલમાં પ્રવેશ કરે ને વર્તમાનકાલનો ત્યાગ કરી ભૂતકાલમાં પ્રવેશ કરે તે ધર્મનું લક્ષણ પરિણામ કહેવાય છે, જેમ માટીના પિંડામાં રહેલો ઘડો ભવિષ્કાલને ત્યાગ કરી વર્તમાનકાલમાં પ્રવેશ કરે છે, અને તે ફૂટવાથી તેન પરિત્યાગવડે તે ભૂતકાલમાં પ્રવેશ કરે છે.

૩ લક્ષણપરિણામની જે ક્ષણે ક્ષણે નવાપણું મટી જૂનાપણારૂપ અવસ્થા તે અવસ્થાપરિણામ કહેવાય છે, જેમ વર્તમાનકાલયુક્ત ઘટરૂપ ધર્મમાં ક્ષણે ક્ષણે નવાપણું મટી જૂનાપણારૂપ અવસ્થા થાય છે તે ઘટરૂપ ધર્મના લક્ષણપરિણામનું અવસ્થાપરિણામ છે.

**પ્ર૦ ૨૭ મો.** વાણીના પ્રકાર, વાણીનાં નામો ને સ્થૂલશરીરમાં તેમનાં સ્થાન કહો ?

ઉ૦ વાણીના ચાર પ્રકાર છે. વૈખરી, મધ્યમા, પશ્યંતી ને પરા એ વાણીનાં નામો છે. વૈખરીનું મુખ્ય સ્થાન જીભ, દાંત ને હોઠ આદિ મુખમાંના અવયવો છે, મધ્યમાનુ સ્થાન કંઠનો મધ્યભાગ છે, પશ્યંતીનું સ્થાન હૃદય છે, ને પરાનું સ્થાન નાભી છે.

**પ્ર૦ ૨૮ મો.** પાંચ પ્રકારની સિદ્ધિઓનાં નામો અને તેમનાં સ્વરૂપ કહો ?

**ઉ૦** ૧ જન્મજા, ૨ ઔષધિજા, ૩ મંત્રજા, ૪ તપોજા ને ૫ સમાધિજા.

૧ **જન્મજા**—જન્મવડે ઉપજેલી સિદ્ધિઓ, જેમકે દેવોને ન્મથીજ આકાશગમનાદિ કેટલીક સિદ્ધિઓ હોય છે.

૨ **ઔષધિજા**—રસાયનાદિવડે ઉપજતી દીર્ઘાયુષાદિ સિદ્ધિઓ.

૩ **મંત્રજા**—મંત્રવડે ઉપજતી મારણમોહનાદિ સિદ્ધિઓ.

૪ **તપોજા**—તપવડે ઉપજતી આકાશગમનાદિ સિદ્ધિઓ.

૫ **સમાધિજા**—સમાધિવડે ઉપજતી અણિમાદિ સિદ્ધિઓ.

**પ્ર૦ ૨૯ મો.** આઠ સિદ્ધિઓના નામો ને તેમનાં સ્વરૂપ કહો?

ઉ૦ અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, શતા ને ઈશિતા એ આઠ સિદ્ધિઓનાં નામો છે. સિદ્ધિઓનુ અન્ય મ ઐશ્વર્ય પણ છે. પોતાના શરીરને અણુજેટલુ સૂક્ષ્મ કરી દેવાનુ મર્થ્ય તે **અણિમા**, પોતાના શરીરને પર્વતજેવડું મોટું કરી દેવાનું મર્થ્ય તે **મહિમા**, પોતાના શરીરને રૂજેવું હળવું કરી દેવાનુ સામર્થ્ય **લઘિમા**, પોતાના શરીરને પર્વતજેવું ભારે કરી દેવાનુ સામર્થ્ય તે રેમા, અત્યંત દૂર રહેલા પદાર્થોને સમીપના જેવા કરવાનુ સામર્થ્ય પ્રાપ્તિ, ભૂતોના સ્વાભાવિકધર્મોથી ઇચ્છ.નો અભિઘાત ન થાય એવું મર્થ્ય તે પ્રાકામ્ય, ભૂતભૌતિક પદાર્થોને ઇચ્છાનુસાર સ્થાપન કરવાનું મર્થ્ય તે વશિતા ને મૂલપ્રકૃતિના જયથી ઇચ્છાનુસાર ભૂતભૌતિક ર્થોને ઉત્પન્ન કરવાનુ, સ્થિત કરવાનુ તથા લય કરવાનુ સામર્થ્ય ઈશિતા કહેવાય છે.

**પ્ર૦ ૩૦ મો.** આઠ પ્રકારના વ્યભિચારનાં નામ જણાવો ?

ઉ૦ ૧ રાગપૂર્વક પરસ્ત્રીનુ દર્શન, ૨ કુબુદ્ધિથી પરસ્ત્રીનો સ્પર્શ, પરસ્ત્રીસાથે રમતગમત કરવી, ૪ કુબુદ્ધિથી પરસ્ત્રીના ગુણનુ કથન કરવું, રસ્ત્રીસાથે એકાંતમાં ભાષણ કરવું, ૬ પરસ્ત્રીનુ કુબુદ્ધિવડે સ્મરણ કરવું, રસ્ત્રીના સમાગમનો નિશ્ચય કરવો, ને ૮ પરસ્ત્રીનો સમાગમ કરવો.

**પ્ર૦ ૩૧ મો.** પંચપર્વા અવિદ્યાનાં નામ તથા સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ અવિદ્યા, ૨ અસ્મિતા, ૩ રાગ, ૪ દ્વેષ ને ૫ અભિનિવેશ એ પંચપર્વા અવિદ્યાનાં નામો છે.

૧ **અવિદ્યા**—અનિત્યમાં નિત્યની બુદ્ધિ, ૨ જડમાં આત્માની બુદ્ધિ, ૩ અપવિત્રમાં પવિત્રની બુદ્ધિ ને ૪ દુઃખમાં સુખની બુદ્ધિ

૨ **અસ્મિતા**—બુદ્ધિ અને આત્માના અભેદનું જ્ઞાન.

૩ રાગ—સુખ અને સુખનાં સાધનોમાં અતિપ્રીતિ.

૪ દ્વેષ—દુઃખ અને દુઃખના સાધનોઉપર અતિક્રોધ.

૫ **અભિનિવેશ**—મરણભય.

**પ્ર૦ ૩૨ મો.** ક્લેશોની ચાર પ્રકારની અવસ્થા કહો ?

ઉ૦ ૧ પ્રસુપ્ત, ૨ વિચ્છિન્ન, ૩ ઉદાર ને ૪ તનુ.

૧ જે ક્લેશો વર્તમાનમાં સૂતેલા હોય અને લાભે કાલે જાગ્રત્ થાય તે પ્રસુપ્ત કહેવાય છે. વિદેહ અને પ્રકૃતિલયના ક્લેશો પ્રસુપ્ત હોય છે.

૨ જ્યારે એક ક્લેશ બલવાનપણે વર્તે ત્યારે બીજા ક્લેશની તુટેલી અવસ્થા હોય તે, તે ક્લેશની વિચ્છિન્ન અવસ્થા કહેવાય છે, જેમકે કામ બલવાન્ હોય ત્યારે ક્રોધની વિચ્છિન્ન અવસ્થા હોય છે.

૩ જે ક્લેશ પોતાની બલવાન્ અવસ્થામાં વિદ્યમાન હોય ત્યારે તે તે ક્લેશની ઉદાર અવસ્થા કહેવાય છે.

૪ ક્રિયાયોગવડે જ્યારે ક્લેશ ઉત્તરોત્તર ક્ષીણ થતા જાય છે ત્યારે તે તે ક્લેશની તનુ અવસ્થા કહેવાય છે.

**પ્ર૦ ૩૩ મો.** વિવેકખ્યાતિ એટલે શું તે કહો ?

ઉ૦ પ્રકૃતિ અને પુરુષના ભેદનું પ્રત્યક્ષ જ્ઞાન તે વિવેકખ્યાતિ કહેવાય છે.

**પ્ર૦ ૩૪ મો.** વિવેકીની છેવટની ભૂમિરૂપ સાત પ્રકારની પ્રજ્ઞાનાં સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ પ્રધાનાદિ જે હોય તેનું સારી રીતે હાન ( નિવૃત્તિ ) કર્યું છે એવી સમજ તે પ્રથમ પ્રકારની પ્રજ્ઞા કહેવાય છે.

૨ અવિદ્યાદિ જે હેયનાં કારણો તે મેં વિવેકવડે ક્ષીણ કર્યાં છે એવું જ્ઞાન તે બીજા પ્રકારની પ્રજ્ઞા.

૩ સંપ્રજ્ઞાતયોગમાં મેં કૈવલ્યનો નિર્ણય કર્યો છે એવું જ્ઞાન તે ત્રીજા પ્રકારની પ્રજ્ઞા.

૪ વિવેકખ્યાતિ મેં સંપાદન કરી છે એવી સમજ તે ચોથા પ્રકારની પ્રજ્ઞા.

૫ મારી બુદ્ધિ કૃતાર્થ થઇ છે એવી સમજ તે પાંચમા પ્રકારની પ્રજ્ઞા.

૬ બુદ્ધિના સંસ્કારાદિ ગુણો બુદ્ધિની સાથે પ્રકૃતિમાં અત્યંત અસ્ત થવા માંડ્યા છે એવું જ્ઞાન તે છઠ્ઠા પ્રકારની પ્રજ્ઞા.

૭ બુદ્ધિ આદિ ગુણોના સંબંધથી રહિત ચૈતન્યરૂપે સ્થિતિ તે સાતમા પ્રકારની પ્રજ્ઞા.

**પ્ર૦ ૩૫ મો.** ક્રિયાયોગ કોને કહે છે તે જણાવો ?

ઉ૦ તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ ક્રિયાયોગ છે. કૃચ્છ્ર ને ચાંદ્રાયણાદિ વ્રત કરવા તે તપ કહેવાય છે, ગુરુઉપદિષ્ટમંત્રનો જપ કરવો અને સતશાસ્ત્રોનું વાચન કરવું તે **સ્વાધ્યાય** કહેવાય છે, અને કર્તાપણાનું તથા ભોક્તાપણાનું અભિમાન ત્યજી સર્વ કર્મો પરમાત્માને અર્પણ કરવા તે ઇશ્વરપ્રણિધાન કહેવાય છે.

**પ્ર૦ ૩૬ મો.** યોગના પ્રકાર અને તેનાં સ્વરૂપ કહો ?

ઉ૦ યોગના પ્રકાર બે છે, ૧ સંપ્રજ્ઞાતયોગ ને ૨ અસંપ્રજ્ઞાતયોગ.

**૧ સંપ્રજ્ઞાતયોગ**—જેમાં ધ્યેયવિષયનો અત્યંત સ્પષ્ટપણે

અનુભવ કરવામાં આવે એવી ચિત્તની અવસ્થા. આને સબીજ-સમાધિ પણ કહે છે.

**૨ અસંપ્રજ્ઞાતયોગ**—જે અવસ્થામાં ચિત્તવૃત્તિઓ શાંત થઇ જાય અને ચિત્ત સંસ્કારરૂપેજ રહે એવી ચિત્તની જે અવસ્થા તે. આને નિર્બીજસમાધિ પણ કહે છે.

**પ્ર૦ ૩૭ મો.** સંપ્રજ્ઞાતયોગના પ્રકાર, તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ સંપ્રજ્ઞાતયોગના પ્રકાર ચાર છે, ૧ સવિતર્ક, ૨ સવિચાર, ૩ સાનંદ ને ૪ સાસ્મિત.

**૧ સવિતર્ક**—સ્થૂલ વિષયોનુ ધ્યાન ધરવું તે.

**૨ સવિચાર**—સૂક્ષ્મ વિષયોનું ધ્યાન ધરવું તે.

**૩ સાનંદ**—ઇંદ્રિયોનું ધ્યાન ધરવું તે.

**૪ સાસ્મિત**—બુદ્ધિસહિત પુરુષનું (આત્માનુ) અથવા એકલા પુરુષનું ધ્યાન ધરવું તે.

**પ્ર૦ ૩૮ મો.** ધર્મમેઘસમાધિ એટલે શુ તે કહો ?

ઉ૦ અંતઃકરણની જે પવિત્ર ને એકાગ્ર સ્થિતિમાં અશુક્લ-અકૃષ્ણધર્મની વૃષ્ટિ થાય છે તે **ધર્મમેઘસમાધિ** કહેવાય છે. આ સમાધિ સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ઠા છે.

**પ્ર૦ ૩૯ મો.** મનના સ્થૂલભાવ વા સમાધિના પ્રતિપક્ષી કેટલા ને કયા કયા ? તેમનાં સ્વરૂપ, અને તેમને દૂર કરવાના ઉપાય કહો ?

ઉ૦ મનના સ્થૂલભાવ ચાર છે, ૧ લય, ૨ વિક્ષેપ, ૩ કષાય ને ૪ રસાસ્વાદ. લય એટલે સુષુપ્તિના જેવી સ્થિતિ, વિક્ષેપ એટલે ધ્યાનના વિષયથી અન્ય વિષયને આકારે મનનું થવું, કષાય એટલે રાગદ્વેષના તીવ્ર સંસ્કારો ને રસાસ્વાદ એટલે સવિકલ્પસમાધિના

આનંદનો ત્યાગ સહન ન થઇ શકવો તે. લયદોષ ચિત્તને જાગ્રત કરવાથી દૂર થાય છે. વિક્ષેપદોષ વિષયમાં દોષદર્શન કરવાથી દૂર થાય છે. કષાયદોષવાળા ચિત્તને ઓળખી તીવ્રદોષદર્શન કરવાથી કષાય-દોષ દૂર થાય છે. અસંપ્રજ્ઞાતયોગનું માહાત્મ્ય વિચારી ત્રિપુટીવાળા આનંદનું અસારપણું જાણવાથી રસાસ્વાદદોષ દૂર થાય છે.

પ્ર૦ ૪૦ મો. સમાપત્તિનો અર્થ, તેના પ્રકાર અને તેમનું સ્વરૂપ કહો ?

ઉ૦ ધ્યેયવિષયની યથાર્થ પ્રાપ્તિ તે સમાપત્તિ અથવા સંપ્રજ્ઞાત-યોગ કહેવાય છે તેના ત્રણ પ્રકાર છે, ૧ ગ્રાહ્યસમાપત્તિ, ૨ ગ્રહણ-સમાપત્તિ ને ૩ ગ્રહીતૃસમાપત્તિ. ૧ સ્થૂલ ને સૂક્ષ્મ વિષયોનું ધ્યાન કરી તેમનો સાક્ષાત્કાર કરવો તે ગ્રાહ્યસમાપત્તિ કહેવાય છે, ૨ ઇંદ્રિયોનું ધ્યાન કરી તેમનો સાક્ષાત્કાર કરવો તેનું નામ ગ્રહણસમાપત્તિ કહેવાય છે, ને ૩ અસ્મિતાનુ ધ્યાન કરી તેનો સાક્ષાત્કાર કરવો તેનું નામ ગ્રહીતૃસમાપત્તિ કહેવાય છે.

પ્ર૦ ૪૧ મો. ઉપાયપ્રત્યયયોગી કોને કહેવો ? અને તેમને અસંપ્રજ્ઞાતયોગનો લાભ શી રીતે થાય ?

ઉ૦ જે યોગાભ્યાસી શ્રદ્ધાદિવડે અસંપ્રજ્ઞાતયોગ સંપાદન કરવા પ્રયત્ન કરે તે ઉપાયપ્રત્યયયોગી કહેવાય છે. તેમને આસ્તિક્યબુદ્ધિ, ઉત્સાહ, (ધારણા,) ધ્યાન, સમાધિ અને વિવેકખ્યાતિવડે અસંપ્રજ્ઞાત-યોગનો લાભ થાય છે.

પ્ર૦ ૪૨ મો. યોગીઓના ચાર પ્રકાર તેમના સ્વરૂપસહિત કહો ?

ઉ૦ ૧ પ્રથમકલ્પિક, ૨ મધુભૂમિક, ૩ પ્રજ્ઞાજ્યોતિ ને ૪ અતિ-ક્રાંતભાવનીય એવી રીતે યોગીઓ ચાર પ્રકારના છે.

૧ પુરુષના સ્વરૂપમાં સંયમ કરવા પ્રવૃત્ત થયેલો યોગી તે પ્રથમકલ્પિકયોગી કહેવાય છે.

૨ સંપ્રજ્ઞાતયોગદ્વારા જેમણે ઋતંભરાપ્રજ્ઞા પ્રાપ્ત કરી છે તે મધુભૂમિકયોગી છે.

૩ જેમણે ઇંદ્રિયોનો અને ભૂતોનો જય કર્યો છે તે યોગી પ્રજ્ઞાજ્યોતિ કહેવાય છે.

૪ પ્રજ્ઞાના સાત પ્રકારમાંની છેલ્લી ભૂમિકાને પામેલો યોગી અતિક્રાંતભાવનીયયોગી કહેવાય છે.

**પ્ર૦ ૪૩ મો. વિદેહ અને પ્રકૃતિલયનું સ્વરૂપ કહો ?**

ઉ૦ પાંચ ભૂતો ( પૃથ્વી, જલ, તેજ, વાયુ ને આકાશ ) અને ૧૧ ઇંદ્રિયો ( ૧ આંખ, ૨ કાન, ૩ નાક, ૪ જીભ ને ૫ ત્વચા; ૧ હાથ, ૨ પગ, ૩ વાણી, ૪ ગુદા ને ૫ ઉપસ્થ; અને ૧૧ મન) એમાંના કોઈ એકને આત્મા માની તેનું ધ્યાન કરનારા મુઆપછી તેઓમાં લીન થાય છે તે વિદેહ કહેવાય છે, કેમકે તે કાલે તેમને સ્થૂલદેહ હોતો નથી. પાંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ અને પ્રકૃતિમાંના કોઇ એક પદાર્થને આત્મા માની તેનું ધ્યાન કરનારા મુઆપછી જેનું ધ્યાન કર્યું હોય તે પદાર્થમાં લીન થાય છે તે પ્રકૃતિલય કહેવાય છે. આ બંને ભવપ્રત્યયયોગી કહેવાય છે, કેમકે તેમને પુનઃ સંસારની પ્રાપ્તિ થાય છે.

---

# प्रकरण ४ थुं.

## वेदांतविचार.

**પ્ર૦ ૧ લો. વેદાંતનો અર્થ સમજાવો ?**

ઉ૦ વેદનો અંતભાગ એટલે જ્ઞાનભાગ (ઉપનિષદો) તેને વેદાંત

કહે છે, અથવા વેદનો જે રહસ્યભાગ (જીવબ્રહ્મના લક્ષ્યાર્થના અભેદનો બોધ કરનાર ઉપનિષદ્ભાગ) તેને વેદાંત કહે છે.

પ્ર૦ ૨ જો. વેદાંતના અધિકારીનાં લક્ષણો કહો ?

ઉ૦ જેના ચિત્તમાં મલદોષ અને વિક્ષેપદોષ ન હોય, પણ માત્ર આવરણદોષજ હોય, અને જે વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય તે વેદાંતશ્રવણનો મુખ્ય અધિકારી છે.

પ્ર૦ ૩ જો. વેદાંતનો મુખ્ય વિષય શો છે તે કહો ?

ઉ૦ વેદાંતનો મુખ્ય વિષય જીવબ્રહ્મની એકતા જણાવવી તે છે.

પ્ર૦ ૪ થો. સંબંધના મુખ્ય કેટલા પ્રકાર, તેમનાં નામ અને વ્યાખ્યા કહો ?

ઉ૦ સંબંધ મુખ્ય બે પ્રકારના છે, ૧ ગ્રંથનો અને વિષયનો સંબંધ, તથા ૨ અધિકારીનો અને મોક્ષનો સંબંધ. ગ્રંથ એ પ્રતિપાદન કરનાર છે માટે તે પ્રતિપાદક ને વિષય ( બ્રહ્મ ) પ્રતિપાદન કરવાયોગ્ય છે માટે તે પ્રતિપાદ્ય છે. આ પ્રમાણે તે બંનેનો સંબંધ પ્રતિપાદકપ્રતિ·પાદ્ય છે. અધિકારી પ્રાપ્ત કરનાર છે માટે તે પ્રાપક કહેવાય છે, ને મોક્ષ એ પ્રાપ્ત કરવાયોગ્ય છે માટે તે પ્રાપ્ય કહેવાય છે આ પ્રમાણે હોવાથી એ બેનો સંબંધ પ્રાપકપ્રાપ્ય છે.

પ્ર૦ ૫ મો. વેદાંતનું પ્રયોજન શું તે કહો ?

ઉ૦ ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ( સંશયરહિત ) અને આત્યંતિક ( ફરીને ન ઉપજે એવી ) નિવૃત્તિ અને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ જે મોક્ષ તેની પ્રાપ્તિ એ વેદાંતનું પ્રયોજન (ફલ) છે.

પ્ર૦ ૬ ઠ્ઠો. ફલના પ્રકાર કેટલા ? કયા કયા ? અને વેદાંતના જ્ઞાનનાં ફલનાં સ્વરૂપ કહો ?

ઉ૦ ફલના પ્રકાર બે છે, ૧ મુખ્ય ને ૨ ગૌણ. વેદાંતજ્ઞાનનું મુખ્ય ફલ મોક્ષ છે, અને ગૌણ ફલ આત્મસ્વરૂપનું જ્ઞાન છે.

**પ્ર૦ ૭ મો.** જગતમાં કેટલા પ્રકારના પુરુષો છે, અને તેમનાં લક્ષણ શાં છે તે કહો ?

ઉ૦ જગતમાં ચાર પ્રકારના પુરુષો છે, ૧ પામર, ૨ વિષયી, ૩ જિજ્ઞાસુ ને ૪ મુક્ત.

**૧ પામર**—પા-રક્ષણ કરનાર, ( વેદત્રયી, ) તેનું **મર**-હનન કરનાર-વેદત્રયીની આજ્ઞા નહિ માનવારૂપ તેનું હનન કરનાર—તે શાસ્ત્ર-સંસ્કારવિનાનો અને આ લોકના શુભાશુભ વિષયો સંપાદન કરવામાં તથા ભોગવવામાં તત્પર હોય છે.

**૨ વિષયી**—આ લોકના ને પરલોકના વિહિત વિષયો સંપાદન કરવામાટે વિહિત ઉદ્યોગ કરનાર.

**૩ જિજ્ઞાસુ**—આ લોકના ને પરલોકના વિષયોથી ઉદાસ થયેલો અને જ્ઞાનવિના મોક્ષ પ્રાપ્ત થવાનો નથી આમ સમજી આત્માનું જ્ઞાન સંપાદન કરવાને ઇચ્છનાર.

**૪ મુક્ત**—આત્માનો અપરોક્ષ અનુભવ થવાથી જે જન્મમરણના બંધનથી મોકળો થયો છે તે.

**પ્ર૦ ૮ મો.** મુમુક્ષુ કોને કહેવો ?

ઉ૦ ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિરૂપ મોક્ષ મેળવવાને ઇચ્છનાર પુરુષ મુમુક્ષુ કહેવાય છે.

**પ્ર૦ ૯ મો.** જ્ઞાનનાં દૂરનાં ( પરપરાવડે ) ઉપયોગી સાધનો કેટલાં ? ક્યાં ક્યાં ? અને વિવેક, વૈરાગ્ય ને મુમુક્ષુતા એઓના સ્વરૂપ કહો ?

ઉ૦ જ્ઞાનનાં દૂરનાં ઉપયોગી સાધનો ચાર છે, ૧ વિવેક, ૨ વૈરાગ્ય, ૩ શમદમાદિ ૭ સંપત્તિ અને ૪ મુમુક્ષુતા.

**વિવેક**—આ વિશ્વમાં બ્રહ્મ નિત્ય છે, અને માયા ને માયાના કાર્ય અનિત્ય છે એમ જાણવું તે.

**વૈરાગ્ય**—બ્રહ્મલોકપર્યંતના વિષયસુખની અનિચ્છા. વૈરાગ્ય બે પ્રકારના છે, અપર ને પર. આ લોકના તથા સ્વર્ગાદિના વિષયોમાં મનની ઉદાસીનજેવી સ્થિતિ તે અપરવૈરાગ્ય. તેના યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય ને વશીકાર એવા ચાર પ્રકાર છે. દોષદર્શનપૂર્વક વિષયોના ત્યાગમાટે યત્ન આરંભવો તે યતમાનવૈરાગ્ય, કેટલાક વિષયોનો ત્યાગ થઇ જાય, ને કેટલાક વિષયો ત્યજવા બાકી રહે, અને તે ત્યજવા બાકી રહેલા વિષયોના ત્યાગમાટે સાવધાનતાપૂર્વક યત્ન થાય તે વ્યતિરેકવૈરાગ્ય, વિષયભોગનો સ્થૂલરીતે ત્યાગ થયા છતાં મનમા વિષયોના સંબંધમાં ઔત્સુક્ય રહે એવી સ્થિતિ તે એકેંદ્રિયવૈરાગ્ય ને હું વિષયોને વશ નથી, પણ વિષયો મારે વશ છે એવી અવસ્થા અનુભવાય તે વશીકારવૈરાગ્ય કહેવાય છે. સુખ, દુઃખ ને મૂઢતા એ અંતઃકરણના ધર્મો છે, આત્માના ધર્મો નથી એવા અનુભવથી ચિત્તનો સમભાવ રહે તે પરવૈરાગ્ય કહેવાય છે.

મુમુક્ષુતા—મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા.

**પ્ર૦ ૧૦ મો. આ વિશ્વમાં વાસ્તવિક નિત્ય શું છે ?**

ઉ૦ બ્રહ્મ.

**પ્ર૦ ૧૧ મો. શાસ્ત્રદૃષ્ટિએ અનિત્ય શું છે ?**

ઉ૦ માયા અને માયાનું કાર્ય.

**પ્ર૦ ૧૨ મો. વિવેક શાથી ઉત્પન્ન થાય છે ?**

ઉ૦ સત્પુરુષના સમાગમથી અને સત્શાસ્ત્રના શ્રવણથી.

**પ્ર૦ ૧૩ મો.** વૈરાગ્ય શાથી ઉત્પન્ન થાય ?

ઉ૦ વિષયોમાં દોષદર્શન કર્યા કરવાથી.

**પ્ર૦ ૧૪ મો.** શમદમાદિ છ સંપત્તિઓનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ અને તિતિક્ષા એ છ સંપત્તિનાં નામો છે.

**શમ**—મનને વિષયોમાંથી રોકવાનું બલ.

**દમ**—ઇંદ્રિયોને વિષયોમાંથી રોકવાનું બલ.

**શ્રદ્ધા**—પોતાના ગુરુના અને શાસ્ત્રના વચનઉપર પૂર્ણ વિશ્વાસ. (તેમના વચનમાં પ્રામાણિકપણાનો નિશ્ચય.)

**સમાધાન**—જે શુભ વિષયમાં મન લગાડયું હોય તેમાંજ તે નિશ્ચલ રહે પણ વિક્ષેપયુક્ત ન થાય તે-બ્રહ્મમાં મનની એકાગ્રતા રાખવી તે.

**ઉપરામ**—દોષદર્શનવડે ત્યજી દીધેલા વિષયને ફરી ભોગવવાની ઇચ્છા ન થાય તે-મન વિષયોમાં તૃષ્ણાવાળું ન રહેતાં સંતોષી રહે તે-સકામ કર્મ ન કરવાં તે.

**તિતિક્ષા**—ભૂખતરષ, ટાઢતડકો ને સુખદુઃખાદિ દ્વંદ્વો સહન કરવાની શક્તિ.

**પ્ર૦ ૧૫ મો.** જ્ઞાનનાં સમીપનાં (સાક્ષાત્) સાધનો કેટલાં? તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ જ્ઞાનનાં સમીપનાં સાધનો ત્રણ છે. ૧ શ્રવણ, ૨ મનન અને ૩ નિદિધ્યાસન.

૧ **શ્રવણ**—વિવેકાદિ ચાર સાધનો સંપાદન કરી સાક્ષર, સદાચારસંપન્ન, દયાલુ ને તત્ત્વવેત્તા પુરુષોદ્વારા તાત્પર્યનો નિર્ણય કરનારાં

૭ લિંગોસહિત મોક્ષનું પ્રતિપાદન કરનારા ગ્રંથો સાંભળવા તે.

**૨ મનન**—ભેદની બાધક અને અભેદની સાધક યુક્તિઓવડે અદ્વૈત બ્રહ્મનો નિશ્ચય પક્કો કરવો તે.

**૩ નિદિધ્યાસન**—અનાત્માકાર વૃત્તિઓને રોકી આત્માકાર વૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવવો તે.

**પ્ર૦ ૧૬ મો.** ત્રણ પ્રકારનાં દુઃખનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો?

**ઉ૦** ૧ આધ્યાત્મિક, ૨ આધિભૌતિક અને ૩ આધિદૈવિક એ ત્રિવિધ દુઃખનાં નામો છે.

**૧ આધ્યાત્મિકદુઃખ**—સ્થૂલ અને સૂક્ષ્મશરીરમાં વિકાર થવાથી અર્થાત્ તાવ આદિ તથા કામક્રોધાદિવડે મનુષ્યોને જે દુઃખ થાય તે.

**૨ આધિભૌતિકદુઃખ**—વાઘ, વરુ, સર્પ ને ચોર આદિ પ્રાણીઓથી જે દુઃખ થાય તે.

**૩ આધિદૈવિકદુઃખ**—દેવતાઓભણીથી જે દુઃખ થાય તે, જેવાં કે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, કોલેરા, મરકી ને વીજળી પડવી ઇત્યાદિ.

**પ્ર૦ ૧૭ મો.** તાત્પર્યનો નિર્ણય કરનારાં ૭ લિંગોનાં નામો અને તેમના સ્વરૂપો કહો ?

**ઉ૦** ૧ ઉપક્રમ અને ઉપસંહારની એકતા, ૨ અભ્યાસ, ૩ અપૂર્વતા, ૪ ફલ, ૫ અર્થવાદ ને ૬ ઉપપત્તિ એ ૭ લિંગોનાં નામો છે.

**૧ ઉપક્રમ અને ઉપસંહારની એકતા**—કોઇ ગ્રંથના આરંભમાં પ્રતિજ્ઞારૂપે જે કહ્યું હોય, અને તે ગ્રંથના અંતમાં નિર્ણયરૂપે જે કહ્યું હોય તેની એકતા.

**૨ અભ્યાસ**—કોઇ ગ્રંથમાં વારંવાર જે કહેવામાં આવ્યું હોય તે.

**૩ અપૂર્વતા**—કોઇ ગ્રંથથી જણાય એવો તેનો જે અસાધારણ વિષય વા તે ગ્રંથના વિષયની જે અલૌકિકતા તે.

૪ ફલ—કોઇ ગ્રંથના શ્રવણથી તથા તેમાં કહેલી રીતે યત્ન કરવાથી જે પ્રયોજન સિદ્ધ થાય તે.

૫ અર્થવાદ—કોઇ ગ્રંથમાં કહ્યા પ્રમાણે કરનારની સ્તુતિ અને તે પ્રમાણે નહિ કરનારની નિંદા.

૬ ઉપપત્તિ—કોઇ ગ્રંથમાં યુક્તિઓ કહીને તથા દૃષ્ટાંત આપીને જે વાત સિદ્ધ કરી હોય તે.

**પ્ર૦ ૧૮ મો.** જ્ઞાનના વીશ સાધનોનાં નામ કહો ?

ઉ૦ ૧ અમાનીપણું, ૨ અદમ્ભીપણું, ૩ અહિંસા, ૪ ક્ષમા, ૫ સરલતા, ૬ આચાર્યની સેવા, ૭ પવિત્રતા, ૮ સન્માર્ગમાં સ્થિતિ, ૯ શરીરાદિને વશ રાખવાં, ૧૦ ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, ૧૧ અહંકારરહિતપણું, ૧૨ જન્મ જરા મૃત્યુ અને વ્યાધિનાં દુઃખો ને દોષોને વારેવારે જોવાં, ૧૩ સ્ત્રી, પુત્ર ને ઘર આદિમાં મમતાનો અભાવ, ૧૪ તેઓમાં ( સ્ત્રી આદિમાં ) હુંપણાની બુદ્ધિનો અભાવ, ૧૫ પ્રિય પદાર્થની પ્રાપ્તિમાં હર્ષ ને અપ્રિય પદાર્થની પ્રાપ્તિમાં શોક ન કરવો, ૧૬ પરમાત્મામાં અવ્યભિચારિણી ભક્તિ, ૧૭ પવિત્ર ને એકાંતદેશનું સેવન, ૧૮ વિષયિજનોની સભામાં અરુચિ, ૧૯ આત્મા અને અનાત્માના જ્ઞાનમાં નિષ્ઠા રાખવી ને ૨૦ તત્ત્વજ્ઞાનનું ફલ જે મોક્ષ તેને વારેવારે જોવું.

**પ્ર૦ ૧૯ મો.** બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કયાં સાધનોવડે થાય છે?

ઉ૦ શ્રવણ, મનન અને નિદિધ્યાસવડે બ્રહ્મનો સાક્ષાત્કાર એટલે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે.

**પ્ર૦ ૨૦ મો.** જ્ઞાનના પ્રતિબંધનાં નામો, તેમનાં સ્વરૂપો તથા ભૂતપ્રતિબંધ અને ભાવિપ્રતિબંધની નિવૃત્તિના ઉપાય કહો ?

ઉ૦ જ્ઞાનના પ્રતિબંધ ત્રણ છે, ૧ ભૂતપ્રતિબંધ, ૨ વર્તમાન-

પ્રતિબંધ ને ૩ ભાવિપ્રતિબંધ.

**૧ ભૂતપ્રતિબંધ**—પૂર્વે ભોગવેલા વિષયોનું રાગપૂર્વક વારંવાર સ્મરણ થવું.

**૨ વર્તમાનપ્રતિબંધ**—વર્તમાનકાલમાં આત્મતત્ત્વના સાક્ષાત્કારમાં જે પ્રતિબંધ કરે તે.

**૩ ભાવિપ્રતિબંધ**—એક અથવા વધારે જન્મ આપે તેવા પ્રારબ્ધકર્મનુ વિદ્યમાન હોવું.

જે પ્રાણિપદાર્થનુ રાગપૂર્વક બહુ સ્મરણ થતું હોય તે પ્રાણિપદાર્થે જે ચેતન રોકેલું છે તે ચેતનનું ધ્યાન કરવાથી ભૂતપ્રતિબંધની નિવૃત્તિ થાય છે.

ભાવિપ્રતિબંધ તે સંસ્કારોની નિવૃત્તિનો સમય આવે અનાયાસે દૂર થાય છે, પરંતુ ઉપાયવડે તે દૂર થઇ શકતો નથી.

**પ્ર૦ ૨૧ મો.** વર્તમાનપ્રતિબંધની સંખ્યા, વર્તમાનપ્રતિબંધનાં નામો અને તેમની નિવૃત્તિના ઉપાય કહો ?

ઉ૦ વર્તમાનપ્રતિબંધ ચાર છે, ૧ વિષયાસક્તિ, ૨ બુદ્ધિનું મંદપણું, ૩ કુતર્ક ને ૪ વિપરીતભાવનાનો દુરાગ્રહ.

૧ શમ, દમ અને વૈરાગ્યથી વિષયાસક્તિની નિવૃત્તિ થાય છે, ૨ શ્રવણવડે બુદ્ધિનું મંદપણું દૂર થાય છે, ૩ મનનવડે કુતર્ક દૂર થાય છે, ૪ નિદિધ્યાસવડે વિપરીતભાવનાનો દુરાગ્રહ દૂર થાય છે.

**પ્ર૦ ૨૨ મો.** આંતરશત્રુઓ કેટલા તે તથા તેમનાં નામો અને સ્વરૂપો કહો ?

**ઉ૦ આંતરશત્રુ ૭ છે, ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ મોહ, ૫ મદ ને ૬ મત્સર.**

૧ **કામ**—પુરુષને સ્ત્રીસંગની અભિલાષા ને સ્ત્રીને પુરુષના સંગની અભિલાષા.

૨ **ક્રોધ**—અપકાર કરનારપર વેર વાળવાની ચિત્તમાં પરિતાપ ઉપજાવનારી વૃત્તિ.

૩ **લોભ**—પોતાના માનેલા પદાર્થોનો ત્યાગ સહન ન થઈ શકવો તે.

૪ **મોહ**—કરવાયોગ્ય અને નહિ કરવાયોગ્યનુ ભાન નહિ તે.

૫ **મદ**—યૌવન, દ્રવ્ય, સત્તા અને વિદ્યા આદિનો અહંકાર.

૬ **મત્સર**—ઈર્ષ્યા-બીજાની ચઢતી સ્થિતિ સહન ન થઈ શકે તે.

**પ્ર૦ ૨૩ મો.** આંતરશત્રુઓને જિતવાના ઉપાયો ક્રમથી કહો?

**ઉ૦** ૧ સર્વવ્યાપક બ્રહ્મનો વિચાર કરવાથી વા બ્રહ્મચર્યનુ માહાત્મ્ય વિચારવાથી, અથવા પુરુષ વા સ્ત્રીના શરીરમાં ભરેલા અપવિત્ર પદાર્થોનો વિચાર કરવાથી કામ જિતાય છે.

૨ મારા દુષ્ટકર્મના ફલરૂપે મને આ દુઃખ થાય છે, તેમાં દુઃખ દેનારો તો નિમિત્તમાત્ર છે એમ વિચારી ક્ષમા રાખવાથી ક્રોધનો જય થાય છે.

૩ ઈશ્વરની માયાને પોતાની માની તેમા મમતા રાખવાથી જીવની અધોગતિ થાય છે, અને તેનો પાત્રયોગે ઉપયોગ કરવાથી મમતા ઘટીને જીવની ચઢતી ગતિ થાય છે એવી સમજપૂર્વક ઉદારતા રાખવાથી લોભ જિતાય છે.

૪ અવિવેકથી ડગલે ડગલે દુઃખ થાય છે, અને વિવેકપુરઃસર વર્તવાથી દુઃખના પ્રસંગો ઓછા આવે છે એમ વિચારી, વિવેકનું સ્વરૂપ ઓળખી, તે પ્રમાણે વર્તવાથી મોહનો જય થાય છે.

૫ કાલ નિરવધિ છે, ને વિશ્વ વિશાલ છે, તેમાં મારા કરતાં દ્રવ્ય, વિદ્યા ને રૂપાદિમાં ચઢીઆતા પુરુષો ઘણા થઈ ગયા છે, ઘણા

વિદ્યમાન છે, અને હજી ઘણા થશે, તેમની આગળ હું કાંઇ પણ ગણત્રીમાં નથી એવો વિનય રાખવાથી મદ જિતાય છે.

૬ બીજાની ચઢતી સ્થિતિ સહન નહિ થઇ શકવાથી હૃદયાદિમાં દાહ થાય છે, ને તેથી હૃદયમાં કુસંસ્કાર પડે છે, તથા પરિણામે દુઃખ થાય છે; અને ગુણગ્રાહકબુદ્ધિ રાખવાથી ચિત્તમાં શાંતિ રહી સારા સંસ્કાર પડે છે, તથા પરિણામે સુખ થાય છે. એમ ઇર્ષ્યાવડે થતા દુઃખનો અને ગુણગ્રાહકબુદ્ધિ રાખવાથી થતા સુખનો વિચાર કરવાથી મત્સર જિતાય છે.

**પ્ર૦ ૨૪ મો.** ચિત્તના મુખ્ય દોષો, તેમના નામો, તેમની વ્યાખ્યા અને તેમને દૂર કરવાના ઉપાયો કહો ?

ઉ૦ ચિત્તના મુખ્ય દોષો ત્રણ છે, ૧ મલ, ૨ વિક્ષેપ ને ૩ આવરણ. ૧ મલ–પાપસંસ્કાર, ૨ વિક્ષેપ–ચિત્તની ચંચલતા, ૩ આવરણ–આત્મસ્વરૂપનું અજ્ઞાન.

૧ મલદોષ શાસ્ત્રોક્ત નિષ્કામકર્મ કરવાથી દૂર થાય છે.

૨ વિક્ષેપદોષ પરમાત્માની ઉપાસનાથી અથવા પરમાત્માના ધ્યાનથી દૂર થાય છે.

૩ આવરણદોષ આત્માના સ્વરૂપના અપરોક્ષજ્ઞાનથી દૂર થાય છે.

**પ્ર૦ ૨૫ મો.** પુરુષાર્થની સંખ્યા અને સ્વરૂપ કહો ?

ઉ૦ પુરુષાર્થના પ્રકાર ચાર છે. ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ ને ૪ મોક્ષ એ તેમનાં નામ છે. પોતાનો અભ્યુદય થવામાટે અથવા ચિત્તની શુદ્ધિમાટે શાસ્ત્રમાં કહેલાં શુભકર્મ કરવાં તે ધર્મ, ધર્મને બાધ ન આવે એવી રીતે દ્રવ્ય સંપાદન કરવું તે **અર્થ**, ધર્મને અને અર્થને વિરોધ ન આવે એવી રીતે સ્ત્રી આદિનું સુખ ભોગવવું તે કામ અને આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ

અને પરમાનંદની નિત્યપ્રાપ્તિ તે **મોક્ષ** કહેવાય છે.

**પ્ર૦ ૨૬ મો.** મોક્ષના પ્રકાર, તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ મોક્ષના બે પ્રકાર છે, ૧ સદ્યોમોક્ષ ને ૨ ક્રમમોક્ષ.

**૧ સદ્યોમોક્ષ**—જ્ઞાનીને વર્તમાનજન્મમાજ વિદેહકૈવલ્યરૂપ જે મોક્ષ થાય છે તે.

**૨ ક્રમમોક્ષ**—અહંગ્રહઉપાસનાવડે બ્રહ્માના લોકમાં જઈ ત્યાંના સુખ ભોગવી બ્રહ્માને વિદેહકૈવલ્ય થયે ઉપાસકને જે મોક્ષ થાય છે તે.

**પ્ર૦ ૨૭ મો.** ક્રમમોક્ષના પ્રકાર કેટલા ? તથા તેમના નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ ક્રમમોક્ષના ચાર પ્રકાર છે, ૧ સાલોક્ય, ૨ સામીપ્ય, ૩ સારૂપ્ય ને ૪ સાયુજ્ય.

**૧ સાલોક્ય**—પોતાના ઇષ્ટદેવના લોકમા જઈને રહેવુ.

**૨ સામીપ્ય**—પોતાના ઇષ્ટદેવની સમીપમાં રહેવું.

**૩ સારૂપ્ય**—પોતાના ઇષ્ટદેવના જેવા રૂપને પામવું.

**૪ સાયુજ્ય**—જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાના ઐશ્વર્યવિના પોતાના ઇષ્ટદેવના જેવા ઐશ્વર્યને પામવું.

**પ્ર૦ ૨૮ મો.** નૈયાયિકવૈશેષિકોના, સાંખ્યયોગવાળાના, ઉપાસકોના, પૂર્વમીમાંસકોના અને વેદાંતીઓના મોક્ષનું સ્વરૂપ કહો ?

ઉ૦ નૈયાયિકો અને વૈશેષિકો ૨૧ પ્રકારનાં દુઃખની અત્યંત નિવૃત્તિને મોક્ષ માને છે, સાંખ્યયોગવાળા ત્રણ પ્રકારનાં દુઃખના અત્યંત નિવૃત્તિને મોક્ષ માને છે, ઉપાસકો અને પૂર્વમીમાંસકો આનંદની નિત્યપ્રાપ્તિને મોક્ષ માને છે, અને વેદાંતીઓ ત્રણ પ્રકારનાં દુઃખની એકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિને મોક્ષ માને છે.

**પ્ર૦ ૨૯ મો.** ન્યાયશાસ્ત્રે તથા વૈશેષિકશાસ્ત્રે માનેલાં એકવીશ પ્રકારના દુ:ખોનાં નામ કહો ?

**ઉ૦** પાચ જ્ઞાનેંદ્રિય અને મન મળી ૭ જ્ઞાનેંદ્રિય, તેમના ૭ વિષયો અને તે ૭ વિષયોનાં ૭ જ્ઞાન એ પ્રમાણે ૧૮, ૧૯ શરીર, ૨૦ સુખ ને ૨૧ દુ:ખ આ પ્રમાણે ન્યાયશાસ્ત્રે તથા વૈશેષિકશાસ્ત્રે માનેલા ૨૧ પ્રકારનાં દુ:ખો છે. વિષયજન્ય સુખ એ દુ:ખનો હેતુ છે માટે તે સુખ પણ દુ:ખરૂપજ છે.

**પ્ર૦ ૩૦ મો.** મોક્ષના દ્વારપાલ કહો ?

**ઉ૦** મોક્ષના દ્વારપાલ ચાર છે, ૧ શમ, ( મનોનિગ્રહ, ) ૨ સંતોષ, ( યથાયોગ્ય ઉદ્યોગ કરતાં પ્રારબ્ધકર્માનુસાર જે પ્રાપ્ત થાય તેમા તૃપ્ત રહેવું તે, ) ૩ આત્માનો વિચાર ને ૪ તત્ત્વવેત્તા પુરુષોનો સમાગમ.

**પ્ર૦ ૩૧ મો.** આચાર્ય અને શિષ્યનાં લક્ષણો કહો ?

**ઉ૦** ૧ શિષ્યની બુદ્ધિમાં રહેલા પાંચ પ્રકારના ભેદની નિવૃત્તિ કરે, ૨ જીવબ્રહ્મની એકતાનો ઉપદેશ કરે, ને ૩ શિષ્યને ઉત્તરોત્તર મોક્ષમાર્ગમા આગળ વધવાનો ઉપદેશ કરે તે **આચાર્ય** કહેવાય છે; ને વિવેકાદિ ચાર સાધનસંપન્ન હોય, ૨ તન, મન અને ધનથી ગુરુની સેવા કરનાર હોય, ને ૩ ગુરુની આજ્ઞાનું પ્રેમપૂર્વક પાલન કરનાર હોય તે **શિષ્ય** કહેવાય છે.

ગુરુ ત્રણ પ્રકારના છે, શિલાજેવા, પાંદડાજેવા ને નૌકાજેવા. વિષયાનુરાગી ગુરુઓ શિલાજેવા છે, શિલા પોતે જેમ જલમાં ડુબી જાય છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ જલમાં ડુબાડે છે તેમ વિષયી ગુરુઓ પોતે આ ભવસાગરમા ડુબે છે, ને પોતાનો

આશ્રય ગ્રહણ કરનાર મનુષ્યને પણ વિષયસેવનનો ઉપદેશ કરી ભવ-સાગરમાં ડુબાડે છે. બ્રહ્મમાં નિષ્ઠાવાળા ગુરુઓ પાંદડાજેવા છે. તેઓ પાદડાની પેઠે પોતે તરે છે, પણ પોતાનો આશ્રય ગ્રહણ કરનાર મનુષ્યને તારી શકતા નથી. પાંદડું જેમ કીડીજેવા હળવા શરીરવાળા પ્રાણીને તારી શકે છે, પણ સર્વ પ્રાણીને તારી શકતું નથી તેમ એવા બ્રહ્મનિષ્ઠ ગુરુ માત્ર બહુ શ્રદ્ધાલુ મનુષ્યને તારી શકે છે, પણ સર્વ મનુષ્યને તારવા સમર્થ નથી. શ્રોત્રિય એટલે સતશાસ્ત્રને તથા સુયુક્તિઓને જાણનારા અને બ્રહ્મમાં નિષ્ઠાવાળા સદ્‌ગુરુ નોકાજેવા છે. નોકા જેમ પોતે તરે છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનાર અન્ય-જનોને પણ તારે છે તેમ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પોતે ભવસાગરને તરી બ્રહ્મરૂપ પરપારને પામેલા હોય છે, ને પોતાનો આશ્રય ગ્રહણ કરનારને પણ સુખપૂર્વક ભવસાગરમાંથી તારી પરપારરૂપ બ્રહ્મસ્વરૂપને અભેદભાવે પમાડે છે. મુમુક્ષુએ જ્ઞાનલાભમાટે શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુનુ શરણ ગ્રહણ કરવું ઉચિત છે.

શિષ્ય પણ ત્રણ પ્રકારના છે, વક્ર, વક્રસરલ ને સરલ. વક્ર શિષ્ય માત્ર કોઇ ગુરુનું શરણ ગ્રહણ કરે છે, પણ પછી પોતાનુ અભિમાન ત્યજી તેમની આજ્ઞાપ્રમાણે વર્તતો નથી, વક્રસરલ શિષ્ય કોઈ ગુરુનુ શરણ ગ્રહણ કરી પછી ગુરુની કેટલીક આજ્ઞાઓનું તે પાલન કરે છે, ને કેટલીક આજ્ઞાઓનુ પાલન કરતો નથી, અને સરલ શિષ્ય કોઈ ગુરુનુ શરણ ગ્રહણ કર્યા પછી શુદ્ધભાવથી સાવધાનતાપૂર્વક તેમની પ્રત્યેક આજ્ઞાનું પરિપાલન કરે છે. જે પોતાનુ કલ્યાણ ઇચ્છતો હોય તેણે સરલ શિષ્ય થવું ઉચિત છે.

**પ્ર૦ ૩૨ મો.** જ્ઞાનની ભૂમિકા કેટલી ? કઇ કઇ ? અને તેમનાં સ્વરૂપો કહો ?

ઉ૦ જ્ઞાનની ભૂમિકા સાત છે, ૧ શુભેચ્છા, ૨ વિચારણા, ૩ તનુમાનસા, ૪ સત્ત્વાપત્તિ, ૫ અસંસક્તિકા, ૬ પદાર્થાભાવની ને ૭ તુર્યગા.

**૧ શુભેચ્છા**—આ વિશ્વમાં ગ્રહણ કરવાયોગ્ય શુ છે, અને ત્યાગ કરવાયોગ્ય શુ છે એમ ગુરુ અને શાસ્ત્રથી જાણવાની મનુષ્યના મનમાં જે તીવ્ર ઇચ્છા ઉપજે તે. ટુંકામાં આ લોકના ને પરલોકના વિષયોમાં વૈરાગ્ય ઉપજી મનુષ્યના મનમાં મોક્ષ મેળવવાની જે ઇચ્છા ઉપજે તે.

**૨ વિચારણા**—વિવેકાદિ ચાર સાધન સંપાદન કરી તથા સદ્ગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરી તેમની પાસેથી સત્શાસ્ત્રનું શ્રવણ કરવું, તથા તેમણે ઉપદેશ કરેલા વિષયનું મનન કરવું તે.

**૩ તનુમાનસા**—મનને બ્રહ્મમાં રોકી તેના સ્થૂલભાવની નિવૃત્તિ કરી સૂક્ષ્મ કરવું તે.

**૪ સત્ત્વાપત્તિ**—સત્ત્વ=આત્મસ્વરૂપ, ને આપત્તિ=પ્રાપ્તિ—આત્મસ્વરૂપની પ્રાપ્તિ, એટલે હાથમા રાખેલા આમળાની પેઠે પોતાના આત્મસ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થવો તે.

**૫ અસંસક્તિકા**—સર્વ સિદ્ધિઓના આધારભૂત આત્મામાં ચિત્ત વિરામ પામવાથી જે સિદ્ધિઓ અનુભવવામા આવે તેમા આસક્તિ ન થવી તે.

**૬ પદાર્થાભાવની**—બ્રહ્મવિના બીજા કોઈ પણ પદાર્થની પોતાની મેળે પ્રતીતિ ન થાય એવી ચિત્તની અવસ્થા.

**૭ તુર્યગા**—વિશ્વની ચોથી સ્થિતિરૂપ જે બ્રહ્મ તેમાંજ દેહપાત-સુધી સર્વદા ચિત્તની સ્થિતિ રહેવી તે.

**પ્ર૦ ૩૩ મો.** જ્ઞાનની ભૂમિકાને પામેલાઓની પદવિ, તેમનાં અન્ય નામો અને તે કાલે તેમને જગત્ કેવું પ્રતીત થાય છે તે કહો ?

ઉ૦ શુભેચ્છા, વિચારણા અને તનુમાનસા આ ત્રણ ભૂમિકામાંની કોઇ એક ભૂમિકાને પામેલાઓ મોક્ષસાધક કહેવાય, અને તેમનું મૃત્યુ થયે તેઓ યોગભ્રષ્ટ કહેવાય. ચોથી ભૂમિકાને પામેલા જ્ઞાની, (બ્રહ્મવિદ્,) પાંચમી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વર, છઠ્ઠી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વરીયાન્ અને સાતમી ભૂમિકાને પામેલા બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે.

પહેલી ત્રણ ભૂમિકાવાળા જગત્‌ને સત્યરૂપે જુએ છે તેથી તેમના ચિત્તની જાગ્રદવસ્થા કહેવાય છે.

ચોથી ભૂમિકાને પામેલા જગત્‌ને સ્વપ્નરૂપ જુએ છે તેથી તેમના ચિત્તની સ્વપ્નાવસ્થા કહેવાય છે.

પાંચમી ભૂમિકાને પામેલા જગત્‌ને સુષુપ્તિજેવા ચિત્તથી જુએ છે તેથી તેમના ચિત્તની સુષુપ્તિઅવસ્થા કહેવાય છે.

છઠ્ઠી ભૂમિકાને પામેલા પોતાની મેળે અને સાતમી ભૂમિકાને પામેલા પોતાની મેળે કે બીજાના પ્રયત્નથી જગત્‌ને જોતા નથી તેથી તેમના ચિત્તની અનુક્રમે ગાઢસુષુપ્તિ ને ઘનસુષુપ્તિ અવસ્થા કહેવાય છે.

**પ્ર૦ ૩૪ મો.** જીવન્મુક્તિના પ્રયોજનની સંખ્યા અને સ્વરૂપ કહો ?

ઉ૦ જીવન્મુક્તિનાં પ્રયોજન પાંચ છે, ૧ જ્ઞાનરક્ષા, ૨ તપ, ૩ વિસંવાદાભાવ, ૪ પ્રત્યક્ષદુઃખની નિવૃત્તિ ને ૫ જીવન્મુક્તિના વિલક્ષણ આનંદની પ્રાપ્તિ. ૧ જ્ઞાનરક્ષા—સંશય આદિથી આત્મજ્ઞાનનું રક્ષણ થાય તે. ૨ તપ—ચિત્ત બ્રહ્માકારે થાય તે. ૩ વિસંવાદાભાવ—કોઇની સાથે વાદવિવાદ ન થાય તે. ૪ પ્રત્યક્ષદુઃખની નિવૃત્તિ—વ્યાવહારિક દુઃખોની અસર ન થાય તે. ૫ જીવન્મુક્તિના વિલક્ષણ

આનંદની પ્રાપ્તિ—વૃત્તિ બ્રહ્માકાર થવાથી જે નિરુપાધિક આનંદની પ્રાપ્તિ થાય તે.

**પ્ર૦ ૩૫ મો.** જીવન્મુક્ત અને વિદેહમુક્તનાં લક્ષણ કહો ?

ઉ૦ શરીર વિદ્યમાન છતાં જેમને પોતાના આત્માનો બ્રહ્મથી સ્પષ્ટ અભેદ અનુભવાય એવી જ્ઞાનની પાંચમી ભૂમિકાને પામેલા પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. ચોથી, પાચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા પામેલા પુરુષનો દેહ પડ્યા પછી તે **વિદેહમુક્ત** કહેવાય છે.

**પ્ર૦ ૩૬ મો.** જીવન્મુક્તિ અને વિદેહમુક્તિનો ભેદ સમજાવો ?

ઉ૦ શરીરાદિ પ્રપંચ વિદ્યમાન છતાં પોતાના આત્માનો બ્રહ્મથી અભેદ અનુભવાય એવી સ્થિતિ તે **જીવન્મુક્તિ.**

જ્ઞાની, જીવન્મુક્ત, મહામુક્ત અને અતિમુક્તનુ શરીર પડ્યા પછી તેમનો બ્રહ્મથી અભેદ થાય છે તે **વિદેહમુક્તિ.**

**પ્ર૦ ૩૭ મો.** જ્ઞાનીનુ સ્વરૂપ તથા તેમની બાહ્યસ્થિતિ અમુક પ્રકારની હોય એવો નિયમ છે કે નહિ તે કહો ?

ઉ૦ સર્વ પ્રપંચનો બાધ થઇ જેમને પોતાના આત્માનો બ્રહ્મથી અભેદ અનુભવાયો છે તે **જ્ઞાની** કહેવાય છે. તેમની બાહ્યસ્થિતિ અમુક પ્રકારની હોવી જોઇએ એવો કાંઈ નિયમ નથી, અર્થાત્ તેમની બાહ્યસ્થિતિ તેમના પ્રારબ્ધકર્મને લઇ બાહ્યઉપાધિવાળી અથવા બાહ્યઉપાધિરહિત હોય છે.

**પ્ર૦ ૩૮ મો.** અવિદ્યા એટલે શું ?

ઉ૦ અજ્ઞાન. બ્રહ્મજ્ઞાનવડે જેની સાક્ષાત્ નિવૃત્તિ થઇ શકે એવો સૂક્ષ્મ પદાર્થ **અજ્ઞાન** કહેવાય છે.

**પ્ર૦ ૩૯ મો.** અવિદ્યાનું આ શરીરમાં પ્રથમ કાર્ય શું ?

ઉ૦ અંતઃકરણ.

**પ્ર૦ ૪૦ મો. વ્યષ્ટિ અવિદ્યા અને માયામાં શો ભેદ છે ?**

ઉ૦ વ્યષ્ટિ અવિદ્યામાં મલિનસત્ત્વગુણ પ્રધાન છે, અને માયામાં શુદ્ધસત્ત્વગુણ પ્રધાન છે. મલિનસત્ત્વગુણ—રજોગુણતમોગુણથી દબાએલો સત્ત્વગુણ. શુદ્ધસત્ત્વગુણ—રજોગુણતમોગુણને દાબીને રહેલો સત્ત્વગુણ

**પ્ર૦ ૪૧ મો. શરીર કેટલાં ? તથા તેમના નામ ને સ્વરૂપ કહો ?**

ઉ૦ શરીર ત્રણ છે, ને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ તેમનાં નામો છે. તેમાં સ્થૂલશરીર પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ એ પંચભૂતોનું બનેલુ છે, સૂક્ષ્મશરીર પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાચ પ્રાણો, મન ને બુદ્ધિ એ સત્તર તત્ત્વોનું બનેલું છે, ને કારણશરીર અજ્ઞાનરૂપ છે. તે સ્થૂલશરીરનો અને સૂક્ષ્મશરીરનો હેતુ હોવાથી કારણશરીર કહેવાય છે.

**પ્ર૦ ૪૨ મો. પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો ને પાચ પ્રાણોનાં નામો કહો ?**

ઉ૦ ૧ હાથ, ૨ પગ, ૩ વાણી, ૪ ગુદા ને ૫ ઉપસ્થ એ પાચ કર્મેન્દ્રિયોનાં નામો છે, ને ૧ આંખ, ૨ કાન, ૩ નાક, ૪ જીભ ને ૫ ત્વચા એ પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં નામો છે, અને ૧ પ્રાણ, ૨ અપાન, ૩ સમાન, ૪ વ્યાન ને ૫ ઉદાન એ પાંચ પ્રાણોનાં નામો છે.

**પ્ર૦ ૪૩ મો. કર્મેન્દ્રિય એટલે શું ? ને હાથ આદિ પાંચ કર્મેન્દ્રિયોથી શું શું કામ થાય છે તે કહો ?**

ઉ૦ જીવને બહારનાં કર્મ કરવાનુ સાધન તે કર્મેન્દ્રિય કહેવાય છે. ૧ હાથથી લેવુંદેવું આદિ થાય છે, ૨ પગથી ચલાય છે, ૩ વાણીથી બોલવાનું કામ થાય છે, ૪ ગુદાથી મલનો ત્યાગ થાય છે, ને ૫ શિશ્નથી મૂત્રાદિનો ત્યાગ થાય છે.

**પ્ર૦ ૪૪ મો.** જ્ઞાનેન્દ્રિય એટલે શું ? અને તે પ્રત્યેકથી શું જ્ઞાન થાય છે તે કહો ?

ઉ૦ જ્ઞાનેન્દ્રિય એટલે જીવને બહારના વિષયોનું જ્ઞાન મેળવવાનું સાધન. તેમાં ૧ આંખથી રૂપ જોવાય છે, ૨ કાનથી શબ્દ સંભળાય છે, ૩ નાકથી ગંધ લેવાય છે, ૪ જીભથી રસ જણાય છે, અને ૫ ત્વચાથી સ્પર્શનુ જ્ઞાન થાય છે.

**પ્ર૦ ૪૫ મો.** પાંચ ઉપપ્રાણનાં નામ અને તેમનાં કર્મ કહો ?

ઉ૦ ૧ નાગ, ૨ કૂર્મ, ૩ કૃકલ, ૪ દેવદત્ત ને ૫ ધનંજય એ પાચ ઉપપ્રાણનાં નામો છે. તેમાં ૧ નાગથી ઓડકાર, ૨ કૂર્મથી આંખનુ વીંચાવું અને ઊઘડવું, ૩ કૃકલથી છીંક, ૪ દેવદત્તથી બગાસું ને ૫ ધનંજયથી મુએલા શરીરનું ફૂલવુ થાય છે.

**પ્ર૦ ૪૬ મો.** શરીરમાંના સાત ધાતુઓના નામ કહો ?

ઉ૦ ૧ રસ, ૨ રુધિર, ૩ માંસ, ૪ અસ્થિ, ૫ મેદ, (ચરબી,) ૬ મજ્જા ( મજ્જાતંતુ આદિમાંનો તેલજેવો પદાર્થ ) ને ૭ વીર્ય એ સાત ધાતુઓનાં નામ છે.

**પ્ર૦ ૪૭ મો.** અંતઃકરણ એટલે શું ? તેની અવસ્થા? અને તે અવસ્થાઓનાં સ્વરૂપ કહો ?

ઉ૦ અંતઃકરણ એટલે શરીરની અંતરનાં સુખદુઃખાદિ જાણવાનુ સાધન. તેની ત્રણ અવસ્થા છે, ૧ જાગ્રત્, ૨ સ્વપ્ન ને ૩ સુષુપ્તિ.

**૧ જાગ્રત્**—ઇંદ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર નીકળી બહારના સ્થૂલ વિષયોને વિષય કરે તે અવસ્થા.

**૨ સ્વપ્ન**—અંતઃકરણની વૃત્તિ શરીરમાંજ કલ્પિત વિષયો રચીને તેને આકારે થાય તે અવસ્થા.

**૩ સુષુપ્તિ**—અંતઃકરણ પોતાના કારણ અજ્ઞાનરૂપ થાય તે અવસ્થા.

**પ્ર૦ ૪૮ મો.** અંતઃકરણના વૃત્તિભેદે કેટલા ભાગ છે? તે કયા કયા ? અને તેમના ધર્મો કહો ?

ઉ૦ અંતઃકરણના વૃત્તિભેદે ચાર ભાગ છે, ૧ મન, ૨ બુદ્ધિ, ૩ ચિત્ત ને ૪ અહંકાર.

૧ મનનો ધર્મ સંકલ્પવિકલ્પ કરવાનો છે.

૨ બુદ્ધિનો ધર્મ નિશ્ચય કરવાનો છે.

૩ ચિત્તનો ધર્મ ચિંતન કરવાનો છે.

૪ અહંકારનો ધર્મ અભિમાન કરવાનો છે.

**પ્ર૦ ૪૯ મો.** ઇંદ્રિયો અને અંતઃકરણના દેવો ( ઉપકાર કરનાર સત્ત્વો ) કહો ?

ઉ૦ ૧ શ્રોત્રના દેવ દિશા, ૨ ત્વચાના દેવ વાયુ, ૩ નેત્રના દેવ સૂર્ય, ૪ જીભના દેવ વરુણ, ૫ નાસિકાના દેવ પૃથ્વીના અભિમાની અથવા અશ્વિનીકુમાર, ૬ વાણીના દેવ અગ્નિ, ૭ હાથના દેવ ઇંદ્ર, ૮ પગના દેવ વિષ્ણુ, ૯ ગુદાના દેવ યમ, ૧૦ શિશ્નના દેવ પ્રજાપતિ, ૧૧ મનના દેવ ચંદ્રમા, ૧૨ ચિત્તના દેવ નારાયણ, ૧૩ બુદ્ધિના દેવ બ્રહ્મા ને ૧૪ અહંકારના દેવ રુદ્ર.

**પ્ર૦ ૫૦ મો. કોશ એટલે શું ?** તથા તેમનાં નામો અને સ્વરૂપો કહો ?

ઉ૦ કોશ એટલે આત્માનું ઢાંકણ. જેમ મ્યાનથી તરવાર ઢંકાય છે તેમ કોશોથી આત્મા ઢકાય છે. તે પાંચ છે, ૧ અન્નમય, ૨ પ્રાણમય, ૩ મનોમય, ૪ વિજ્ઞાનમય ને ૫ આનંદમય.

૧ **અન્નમયકોશ** એટલે સ્થૂલશરીર. સ્થૂલશરીરની ઉત્પત્તિ,

સ્થિતિ ને લય અન્નથી છે માટે તે અન્નમયકોશ કહેવાય છે.

૨ પ્રાણમયકોશ પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ પ્રાણો મળીને થયેલ છે.

૩ મનોમયકોશ મન અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને થયેલ છે.

૪ વિજ્ઞાનમયકોશ બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને થયેલ છે.

૫ આનંદમયકોશ મલિનસત્ત્વ અથવા વ્યષ્ટિ અજ્ઞાનરૂપ છે.

**પ્ર૦ ૫૧ મો.** કયા શરીરોમાં કયા કયા કોશો છે ?

ઉ૦ ૧ સ્થૂલશરીર અન્નમયકોશરૂપ છે.

૨ સૂક્ષ્મશરીરમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયકોશ છે.

૩ કારણશરીર આનંદમયકોશરૂપ છે.

**પ્ર૦ ૫૨ મો.** આત્માનો શરીર વા કોશસાથે શો સંબંધ છે ?

ઉ૦ આત્મા શરીર વા કોશથી અત્યંત ભિન્ન છે, ને તેમનો માત્ર કલ્પિત સંબંધ છે, વાસ્તવિક સંબંધ નથી.

**પ્ર૦ ૫૩ મો.** આત્માના તથા શરીરના સ્વભાવ કહો ?

ઉ૦ આત્માનો સ્વભાવ સત્, ચિત્ ને આનંદ છે, અને શરીર વા કોશનો સ્વભાવ અસત્, જડ ને દુઃખરૂપ છે.

**પ્ર૦ ૫૪ મો.** જીવ એટલે શું ? અર્થાત્ જીવ કોને કહેવો ?

ઉ૦ વ્યષ્ટિ અવિદ્યા, (અવિદ્યાનો અંશ,) વ્યષ્ટિ અવિદ્યામાં પડેલું ચેતનનું પ્રતિબિંબ અને વ્યષ્ટિ અવિદ્યાનું અધિષ્ઠાન કૂટસ્થ ચેતન એ ત્રણ મળીને જીવ કહેવાય છે.

**પ્ર૦ ૫૫ મો.** જીવના ત્રણ પ્રકારનાં નામ ને સ્વરૂપ કહો ?

ઉ૦ જીવના ૧ પારમાર્થિક, ૨ વ્યાવહારિક ને ૩ પ્રાતિભાસિક એવા ત્રણ પ્રકાર છે. તેમાં કૂટસ્થ આત્મા તે પારમાર્થિક જીવ, કર્તા-ભોક્તાનું અભિમાન કરનાર તે વ્યાવહારિક જીવ ને સ્વપ્નમાં ભાસનાર

તે પ્રાતિભાસિક જીવ છે. પારમાર્થિક જીવમાં વ્યાવહારિક જીવ કલ્પિત છે, ને વ્યાવહારિક જીવમાં પ્રાતિભાસિક જીવ કલ્પિત છે.

**પ્ર૦ ૫૬ મો.** ઈશ્વર એટલે શુ? અર્થાત્ ઈશ્વરનુ સ્વરૂપ શું?

ઉ૦ માયા, માયામાં પડેલું ચેતનનું પ્રતિબિંબ અને માયાનું અધિષ્ઠાન ચેતન આ ત્રણ મળીને ઈશ્વર કહેવાય છે.

**પ્ર૦ ૫૭ મો.** જીવના ગુણ કહો ?

ઉ૦ અલ્પજ્ઞતા, અલ્પશક્તિમાન્‌પણું, પરતંત્રતા ને પરિચ્છિન્નતા.

**પ્ર૦ ૫૮ મો.** ઈશ્વરના ગુણ કહો ?

ઉ૦ સર્વજ્ઞતા, સર્વશક્તિમાન્‌પણું, સ્વતંત્રતા ને અપરિચ્છિન્નતા.

**પ્ર૦ ૫૯ મો.** જીવનો ઉપાધિ કહો ?

ઉ૦ વ્યષ્ટિ અવિદ્યા વા અંતઃકરણ.

**પ્ર૦ ૬૦ મો.** ઈશ્વરનો ઉપાધિ કહો ?

ઉ૦ માયા.

**પ્ર૦ ૬૧ મો.** આત્માની વ્યાખ્યા કહો ?

ઉ૦ વ્યષ્ટિ અવિદ્યાનું વા અંતઃકરણનું અધિષ્ઠાન કૂટસ્થ ચેતન.

**પ્ર૦ ૬૨ મો.** બ્રહ્મની વ્યાખ્યા કહો ?

ઉ૦ બ્રહ્માંડની અંતર અને બહાર જે ચેતન વ્યાપી રહેલું છે તે.

**પ્ર૦ ૬૩ મો.** જીવના શરીરમાં અને ઈશ્વરના લીલાશરીરમાં જે વિલક્ષણતા હોય તે કહો ?

ઉ૦ તે બંને શરીરમાં ત્રણ પ્રકારની વિલક્ષણતા છે. ૧ જીવનું સ્થૂલશરીર પાંચ ભૂતોનું બનેલું છે, અને ઈશ્વરનું લીલાશરીર સાક્ષાત્ માયાનું પરિણામ છે, ૨ જીવને પોતાના સ્વરૂપનો અનુભવ થવામાટે આચાર્યના ઉપદેશની અગત્ય છે, અને ઈશ્વરનો માયારૂપ ઉપાધિ નિર્મલ હોવાથી તેમને જ્ઞાનમાટે આચાર્યના ઉપદેશની અગત્ય નથી,

ને ૩ જીવોનાં સ્થૂલશરીર પોતપોતાનાં પૂર્વનાં શુભાશુભ કર્મોથી રચાયેલાં છે, અને ઇશ્વરનું લીલાશરીર પાપીઓનાં પાપો અને પુણ્યવાનનાં પુણ્યોથી પ્રતીત થયેલું છે.

**પ્ર૦ ૬૪ મો.** જીવનો બ્રહ્મથી અને આત્માનો બ્રહ્મથી કેવી રીતે અભેદ છે તે દ્દષ્ટાંતસહિત સમજાવો ?

ઉ૦ જીવનુ બ્રહ્મથી બાધસામાન્યાધિકરણ્ય છે, એટલે જીવના જીવત્વનો બાધ થયે તેનો બ્રહ્મથી અભેદ થાય છે, જેમ દર્પણમાં પડેલા મુખના પ્રતિબિંબનો બાધ થયે તેનો ડોકપરના મુખસાથે અભેદ થાય છે તેમ; અને આત્માનું બ્રહ્મથી મુખ્યસામાન્યાધિકરણ્ય છે, એટલે ઘટાકાશનો જેમ મહાકાશસાથે મુખ્ય અભેદ છે તેમ.

**પ્ર૦ ૬૫ મો.** ભગવાનનો અર્થ કહો ?

ઉ૦ ભગ–ઐશ્વર્ય+વાન્–વાળો એટલે નીચેનાં છ ઐશ્વર્ય જેમનામાં હોય તેઃ—૧ સમગ્ર વૈભવ, ૨ સમગ્ર ધર્મ, ૩ સમગ્ર યશ, ૪ સમગ્ર શ્રી, ૫ સમગ્ર જ્ઞાન ને ૬ સમગ્ર વૈરાગ્ય.

**પ્ર૦ ૬૬ મો.** ઇશ્વરમાં કયાં છ જ્ઞાન છે તે કહો ?

ઉ૦ ઇશ્વરમાં ૧ પ્રાણિપદાર્થની ઉત્પત્તિનું, ૨ તેમના નાશનું, ૩ તેમની પરલોકમાં ગતિનું, ૪ તેમની પરલોકમાંથી આગતિનું, ૫ વિદ્યાના સ્વરૂપનું ને ૬ અવિદ્યાના સ્વરૂપનું જ્ઞાન હોય છે.

**પ્ર૦ ૬૭ મો.** અનાત્માના ધર્મ કહો ?

ઉ૦ ૧ અનિત્ય, ૨ વિનાશી, ૩ અશુદ્ધ, ૪ નાના, (ઘણા,) ૫ ક્ષેત્ર, (સ્થાન,) ૬ આશ્રિત, ૭ વિકારી, ૮ પરપ્રકાશ, ૯ હેતુમાન, ૧૦ પરિચ્છિન્ન, ૧૧ સંગી, ૧૨ દુઃખરૂપ ને ૧૩ આવૃત્ત.

**પ્ર૦ ૬૮ મો.** આત્માના મુખ્ય સ્વભાવ કહો ?

ઉ૦ ૧ નિત્ય, ૨ અવ્યય, ૩ શુદ્ધ, ૪ એક, ૫ ક્ષેત્રજ્ઞ,

૬ અધિષ્ઠાન, ૭ અવિકારી. ૮ સ્વપ્રકાશ, ૯ વિવર્તઉપાદાનકારણ, ૧૦ અપરિચ્છિન્ન, ૧૧ અગંગી, ૧૨ સુખરૂપ ને ૧૩ આવરણરહિત.

**પ્ર૦ ૬૯ મો.** ૐકારની માત્રા કેટલી અને કઈ કઈ ?

**ઉ૦** ૐકારની માત્રા કોઇ સ્થલે અઢી, કોઇ સ્થલે ત્રણ, કોઇ સ્થલે સાડા ત્રણ, અને કોઇ સ્થલે ચાર કહેલ છે. **अ, उ, म्** એ અઢી માત્રા, **अ, उ, म** એ ત્રણ માત્રા, **अ, उ, म** અને અર્ધમાત્રા એ સાડા ત્રણ માત્રા ને **अ, उ, म** અને અમાત્રા એ ચાર માત્રા.

**પ્ર૦ ૭૦ મો.** બ્રહ્મનું સ્વરૂપલક્ષણ અને તટસ્થલક્ષણ કહો ?

ઉ૦ સત્, ચિત્ અને આનંદ એ બ્રહ્મનું સ્વરૂપલક્ષણ છે, અને જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરનાર એ તેમનું તટસ્થલક્ષણ છે. કોઇ વસ્તુમા જે લક્ષણ સર્વદા સંભવે તે સ્વરૂપલક્ષણ, અને તેમા જે કોઇ વેલા સંભવે તે તટસ્થલક્ષણ કહેવાય છે.

**પ્ર૦ ૭૧ મો.** સામાન્યચેતનનુ અને વિશેષચેતનનું સ્વરૂપ કહો ?

ઉ૦ સત્, ચિત્ અને આનંદરૂપે સર્વત્ર વ્યાપી રહેલું ચેતન તે સામાન્યચેતન, ને જ્ઞાનીના અંતઃકરણની વૃત્તિના અગ્રભાગમાં સ્થિર થયેલુ ચેતન તે વિશેષચેતન કહેવાય છે.

સામાન્યચેતન અજ્ઞાનનું વિરોધી નથી, પણ વિશેષચેતનજ અજ્ઞાનનુ વિરોધી છે, જેમ લાકડામાં રહેલો અગ્નિ અંધારાનો વિરોધી નથી, પણ તે લાકડાનું મથન કરીને કાઢેલો અગ્નિ અંધારાનો વિરોધી છે તેમ.

**પ્ર૦ ૭૨ મો.** ચિદાભાસ એટલે શુ ? તેની અવસ્થા કેટલી ? તે કઈ કઈ ? અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ અંતઃકરણમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ તે ચિદાભાસ. એને જીવ પણ કહે છે. તેની સાત અવસ્થા છે, ૧ અજ્ઞાન, ૨ આવરણ,

૩ ભ્રાંતિ, ૪ પરોક્ષજ્ઞાન, ૫ અપરોક્ષજ્ઞાન, ૬ શોકનાશ ને ૭ અતિહર્ષ.

**૧ અજ્ઞાન**—હું બ્રહ્મને જાણતો નથી એવી સમજ.

**૨ આવરણ**—બ્રહ્મ નથી, અને તે પ્રતીત થતું નથી એવી સમજ.

**૩ ભ્રાંતિ**—દેહાદિમાં હુંપણાનું જ્ઞાન અને જગત્માં સત્યપણાની સમજ.

**૪ પરોક્ષજ્ઞાન**—ગુરુ અને શાસ્ત્રથી બ્રહ્મ છે એમ જાણવું તે.

**૫ અપરોક્ષજ્ઞાન**—હું બ્રહ્મ છું એમ પ્રત્યક્ષ જાણવું તે.

**૬ શોકનાશ**—મારા બ્રહ્મસ્વરૂપમાં શોકદુઃખાદિ નથી એમ જાણવું તે.

**૭ અતિહર્ષ**—બ્રહ્મસ્વરૂપના જ્ઞાનથી જે નિરંકુશતૃપ્તિ ઉપજે તે.

**પ્ર૦ ૭૩ મો.** ચિદાભાસના કેટલા ભાગ છે તે કહો ?

ઉ૦ બે, ૧ અંતઃકરણ ને ૨ ચેતનનું પ્રતિબિંબ.

**પ્ર૦ ૭૪ મો.** અજ્ઞાનના પ્રકાર, તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ અજ્ઞાન બે પ્રકારનું છે, ૧ મૂલાજ્ઞાન ને ૨ તૂલાજ્ઞાન. વ્યાપકચેતનને આચ્છાદન કરનારું અજ્ઞાન મૂલાજ્ઞાન કહેવાય છે, ને એક એક પદાર્થ જેનો ઉપાધિ છે એવા ચેતનને આચ્છાદન કરનારુ અજ્ઞાન તૂલાજ્ઞાન કહેવાય છે.

**પ્ર૦ ૭૫ મો.** અજ્ઞાનની બે શક્તિનાં નામ સ્વરૂપસહિત કહો ?

ઉ૦ ૧ આવરણના હેતુરૂપ ને ૨ વિક્ષેપના હેતુરૂપ એમ અજ્ઞાનની બે શક્તિઓ છે. ૧ આવરણના હેતુરૂપ—બ્રહ્મને આચ્છાદન કરનારી અજ્ઞાનની શક્તિ. ૨ વિક્ષેપના હેતુરૂપ—બ્રહ્મમાં જગતની પ્રતીતિ કરાવનારી અજ્ઞાનની શક્તિ.

**પ્ર૦ ૭૬ મો.** અહંકારના પ્રકાર, નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ અહંકારના બે પ્રકાર છે, ૧ શુદ્ધ ને ૨ અશુદ્ધ. આત્મસ્વરૂપમાં હુંપણાની બુદ્ધિ તે શુદ્ધ અહંકાર, ને દેહાદિમાં હુંપણાની બુદ્ધિ તે અશુદ્ધ અહંકાર કહેવાય છે.

**પ્ર૦ ૭૭ મો.** ત્રણ પ્રકારની એષણાનાં નામ અને તેમના સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ લોકૈષણા, ૨ પુત્રૈષણા ને ૩ વિત્તૈષણા એ ત્રણ પ્રકારની એષણાના નામ છે.

૧ લોકૈષણા—લોકમાં કીર્તિ મેળવવાની તૃષ્ણા તે. ૨ પુત્રૈષણા—પુત્રની તથા સ્ત્રીની વાસના. ૩ વિત્તૈષણા—દ્રવ્ય મેળવવાની અથવા સ્વર્ગ મેળવવાની ઇચ્છા.

**પ્ર૦ ૭૮ મો.** આઠ પ્રકારના મદનાં નામ કહો ?

ઉ૦ ૧ કુલમદ, ૨ શીલમદ, (આચરણનો મદ,) ૩ ધનમદ, ૪ રૂપમદ, ૫ યૌવનમદ, ૬ વિદ્યામદ, ૭ તપોમદ ને ૮ રાજ્યમદ.

**પ્ર૦ ૭૯ મો.** વેદ કેટલા, તેમનાં નામો અને તે પ્રત્યેકની ઉપનિષદ્‌ના મહાવાક્યો કહો ?

ઉ૦ વેદ ચાર છે, ૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ ને અથર્વવેદ.

૧ ઋગ્વેદની એતરેયઉપનિષદ્‌નું મહાવાક્ય **प्रज्ञानं ब्रह्म,** ( જીવ બ્રહ્મ છે, ) ૨ યજુર્વેદની બૃહદારણ્યકઉપનિષદ્‌નું મહાવાક્ય **अहं ब्रह्मास्मि,** ( હું બ્રહ્મ છું, ) ૩ સામવેદની છાંદોગ્યઉપનિષદ્‌નું મહાવાક્ય **तत्त्वमसि,** ( તે તું છે, ) ને ૪ અથર્વવેદની માંડૂક્યઉપનિષદ્‌નું મહાવાક્ય **अयमात्मा ब्रह्म.** ( આ આત્મા બ્રહ્મ છે. )

**પ્ર૦ ૮૦ મો.** વેદાંતની રીતે સૃષ્ટિની ઉત્પત્તિ કહો ?

ઉ૦ માયાઉપહિતચેતનમાંથી ( માયા જેનો ઉપાધિ છે એવા ચેતનમાંથી ) આકાશતત્ત્વ ઉપજ્યું, આકાશતત્ત્વમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જલ અને જલમાંથી પૃથ્વીતત્ત્વ ઉપજ્યુ. આ પાંચે તત્ત્વો અપંચીકૃત છે. આ અપંચીકૃત આકાશના સત્ત્વાંશમાંથી શ્રોત્ર, વાયુના સત્ત્વાંશમાંથી ત્વચા, તેજના સત્ત્વાંશમાંથી નેત્ર, જલના સત્ત્વાંશમાંથી જીભ ને પૃથ્વીના સત્ત્વાંશમાથી નાસિકા ઉપજેલ છે. પાંચે ભૂતોના મળેલા સત્ત્વાંશમાંથી અંતઃકરણ ઉપજ્યુ છે.

આકાશના રજોગુણમાથી વાણી, વાયુના રજોગુણમાંથી હાથ, તેજના રજોગુણમાંથી પગ, જલના રજોગુણમાંથી શિશ્ન ને પૃથ્વીના રજોગુણમાંથી ગુદા ઉપજેલ છે. આ અપચીકૃત પાચ ભૂતોના મળેલા રજોગુણમાંથી પ્રાણો ઉપજ્યા છે.

પ્રત્યેક અપંચીકૃતભૂતના $\frac{1}{2}$ અને તેનાથી ભિન્ન બાકીનાં ચાર અપંચીકૃતભૂતના $\frac{1}{8}$ $\frac{1}{8}$ મળી પાંચ પંચીકૃતભૂતો બનેલ છે. પંચીકૃત-ભૂતોમાંથી સર્વ ભૌતિક પદાર્થો બન્યા છે.

**પ્ર૦ ૮૧ મો.** સાંખ્ય અને યોગની રીતે સૃષ્ટિની ઉત્પત્તિ કહો ?

ઉ૦ સાંખ્યની રીતે આ પ્રમાણે આ સૃષ્ટિ ઉપજી છેઃ–અનાદિ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ (ચિત્ત) ઉપજ્યું. મહત્તત્ત્વમાંથી અહંકાર, અહંકાર-માંથી મનસહિત અગીઆર ઇંદ્રિયો ને પાંચ તન્માત્રા અને પાચ તન્માત્રામાંથી પાંચ મહાભૂતો ઉપજ્યાં. આ પાંચ મહાભૂતોમાંથી ભૌતિક પદાર્થો ઉપજ્યા છે.

યોગની રીતે આ સૃષ્ટિની ઉત્પત્તિ આ પ્રમાણે છે.–અનાદિ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ ( ચિત્ત ) ઉપજ્યું. મહત્તત્ત્વમાંથી અહંકાર તથા પાંચ તન્માત્રા ઉપજયાં. અહંકારમાંથી મનસહિત અગીઆર ઇન્દ્રિયો

અને પાંચ તન્માત્રામાંથી પાંચ મહાભૂતો ઉપજ્યાં, અને પાંચ મહાભૂતોમાંથી ભૌતિક પદાર્થો ઉપજ્યા.

**પ્ર૦ ૮૨ મો.** જગત્‌ની ઉત્પત્તિના સંબંધમાં કેટલા વાદ છે તે તથા તેમનાં નામ અને સ્વરૂપ કહો ?

ઉ૦ જગત્‌ની ઉત્પત્તિના સંબંધમાં ત્રણ વાદ છે, ૧ આરંભવાદ, ૨ પરિણામવાદ ને ૩ વિવર્તવાદ.

**૧ આરંભવાદ**—ઈશ્વરાદિ નિમિત્તકારણવડે બે પરમાણુ ભેગાં થવાથી એક દ્વયણુક થાય છે, ત્રણ દ્વયણુક ભેગાં થવાથી એક ત્રસરેણુ થાય છે, અને આ ત્રસરેણુઓદ્વારા વિશ્વના સર્વ પદાર્થો બનેલા છે એવો વાદ. આ ન્યાયનો અને વૈશેષિકનો મત છે.

**૨ પરિણામવાદ**—દૂધમાંથી જેમ દહીં થાય છે તેમ પ્રકૃતિમાંથી આખું જગત્ થયું છે એવો વાદ. આ સાંખ્યનો અને યોગનો મત છે.

**૩ વિવર્તવાદ**—મૂલપદાર્થમાં કાંઈ પણ ફેરફાર નહિ થતાં તેમાં બીજા પદાર્થની પ્રતીતિ થાય છે એવો વાદ. જેમ દોરડીમાં સર્પ, ઠુંઠામાં પુરુષ ને છીપમાં રૂપું દેખાય છે. બ્રહ્મમાં કાંઈ પણ વિક્રિયા નહિ થતાં તેમાં નામરૂપવાળું આ જગત્ અજ્ઞાનથી પ્રતીત થાય છે એવો વિવર્તવાદ વેદાંતીઓ માને છે.

**પ્ર૦ ૮૩ મો.** ઉપાદાનકારણનું ને નિમિત્તકારણનું સ્વરૂપ તથા આ જગતનું ઉપાદાનકારણ ને નિમિત્તકારણ શું છે તે કહો ?

ઉ૦ કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની સાથે સંબંધ રાખનાર કારણ તે ઉપાદાનકારણ કહેવાય છે, જેમ ઘડાનું ઉપાદાનકારણ માટી છે.

દૂર રહીને જે કાર્ય ઉપજાવે, અને કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશની સાથે જેને સંબંધ ન હોય તે નિમિત્તકારણ કહેવાય છે, જેમ

ઘડાનુ નિમિત્તકારણ કુંભાર, ચાકડો ને દંડ આદિ છે. જગત્નું ઉપાદાન-કારણ અને નિમિત્તકારણ ઇશ્વર છે. જેમ કરોળીઓ પોતે પોતામાંથી જાળું ઉત્પન્ન કરે છે તેમ ઇશ્વર પણ પોતામાંથી આ જગત્ ઉત્પન્ન કરે છે.

**પ્ર૦ ૮૪ મો.** પ્રમાણના પ્રકાર તથા તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ પ્રમાણના છ પ્રકાર છે, ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ શબ્દ, ૪ ઉપમાન, ૫ અર્થાપત્તિ ને ૬ અનુપલબ્ધિ.

૧ **પ્રત્યક્ષપ્રમાણ**—પ્રત્યક્ષજ્ઞાનનું કરણ-પાંચ જ્ઞાનેંદ્રિયો.

૨ **અનુમાનપ્રમાણ**—પક્ષમાં હેતુ જોઇને ત્યાં સાધ્યનો નિશ્ચય કરાવનારું કરણ. પર્વતમાં ધૂમાડો જોઇ ત્યાં અગ્નિનો નિશ્ચય કરવો તેમા પર્વત પક્ષ, ધૂમાડો હેતુ અને અગ્નિ સાધ્ય છે.

૩ **શબ્દપ્રમાણ**—યથાર્થ વક્તાનું કહેલું વચન. યથાર્થવક્તા-સત્યવક્તા.

૪ **ઉપમાનપ્રમાણ**—સાદૃશ્ય-મળતાપણું. જેમ ગાયના જેવું રોઝ હોય છે એમ સાંભળ્યા પછી વનમાં રોઝને જોતાં તેનો બોધ થાય છે તેમાં મળતાપણું કરણ છે.

૫ **અર્થાપત્તિપ્રમાણ**—સિદ્ધ કરવાના અર્થની જેવડે પ્રાપ્તિ થાય તે. જેમ કોઇએ કહ્યું કે આ જાડો દેવદત્ત દિવસે જમતો નથી, હવે ભોજન કર્યા વિના શરીર જાડું ન થાય, ને દિવસે તો તે જમતો નથી તેથી શરીરના જાડાપણાની સિદ્ધિમાટે તે રાત્રે જમતો હશે એવો નિશ્ચય થાય છે.

૬ **અનુપલબ્ધિપ્રમાણ**—જેવડે અભાવનું જ્ઞાન થાય તે.

**પ્ર૦ ૮૫ મો.** પ્રત્યક્ષજ્ઞાન કેટલી જાતના તે અને તેમનાં નામો કહો ?

ઉ૦ પ્રત્યક્ષજ્ઞાન પાંચ જાતનાં છે, ૧ શ્રોત્રજન્ય પ્રત્યક્ષજ્ઞાન,

૨ ત્વચાજન્ય પ્રત્યક્ષજ્ઞાન, ૩ નેત્રજન્ય પ્રત્યક્ષજ્ઞાન, ૪ જિહ્વાજન્ય પ્રત્યક્ષજ્ઞાન ને ૫ નાસિકાજન્ય પ્રત્યક્ષજ્ઞાન.

**પ્ર૦ ૮૬ મો.** કયું દર્શન કઇ રીતે પ્રત્યક્ષપ્રમાણનું સ્વરૂપ માને છે ?

**ઉ૦** ન્યાયવૈશેષિકને મતે ઇંદ્રિયોનો વિષયોસાથે સંયોગ તે પ્રત્યક્ષ-પ્રમાણ. યોગ અને સાંખ્યને મતે ઇંદ્રિયોદ્વારા નીકળેલી અંતઃકરણની વૃત્તિનો વિષયોસાથે સંયોગ તે પ્રત્યક્ષપ્રમાણ. વેદાંતને મતે પ્રમાણચેતન અને પ્રમેયચેતનનો અભેદ તે પ્રત્યક્ષપ્રમાણ. એવી રીતે કોઇને મતે ઇંદ્રિયો સાક્ષાત્ પ્રત્યક્ષપ્રમાણ છે, ને કોઇને મતે તે પરંપરાવડે પ્રત્યક્ષ-પ્રમાણ છે. જેમના મતમાં ઇંદ્રિયો પરંપરાવડે પ્રત્યક્ષપ્રમાણ છે તેમના મતમાં પણ ઇંદ્રિયોનો વિષયોસાથે સંબંધ થવો જોઇએ એમ માનેલુ છે તેથી તેમના મતમાં પણ ઇંદ્રિયો પ્રત્યક્ષપ્રમાણ છે.

**પ્ર૦ ૮૭ મો.** અનુમાનપ્રમાણના ભેદ સ્વરૂપસહિત કહો ?

**ઉ૦** અનુમાનપ્રમાણના ભેદ ત્રણ છે, ૧ શેષવત્, ૨ પૂર્વવત્ ને ૩ સામાન્યતોદૃષ્ટ.

૧ **શેષવત્**—કાર્ય જોઇને કારણનો નિશ્ચય કરવો તે, જેમ નદીમા પૂર આવેલું જોઇને તે નદીના ઉપરના પ્રદેશમા વરસાદ થવાનો નિશ્ચય કરવો તે.

૨ **પૂર્વવત્**—કારણ જોઇને કાર્યનો નિશ્ચય કરવો તે, જેમકે આકાશમાં વાદળાં તથા પવનની સ્થિરતા આદિ જોઇ વરસાદ વરસવાનો નિશ્ચય કરવો તે.

૩ **સામાન્યતોદૃષ્ટ**—સમાનપણાને લઇને જે નિશ્ચય કરવામા આવે તે, અથવા પ્રત્યક્ષની પેઠે અપ્રત્યક્ષમાં કોઇ પણ પ્રકારનુ સાધર્મ્ય જોઇને અપ્રત્યક્ષમાં પ્રત્યક્ષના જેવો નિશ્ચય કરવામાં આવે તે,

જેમ પુરુષ ગતિ કર્યા વિના એક સ્થલેથી બીજે સ્થલે જઈ શકતો નથી તેથી તે ગતિવાળો છે એમ નિશ્ચય થાય છે તેવીજ રીતે ચંદ્ર આકાશમાં એક જગાએથી બીજી જગાએ જાય છે માટે તે ગતિવાળો છે એવો નિશ્ચય કરવો તે.

**પ્ર૦ ૮૮ મો.** કોણ કેટલાં અને કયાં પ્રમાણો માને છે ?

**ઉ૦** ૧ ચાર્વાક ( નાસ્તિક ) એક પ્રત્યક્ષપ્રમાણનેજ માને છે.

૨ બુદ્ધ અને કણાદને અનુસરનારા પ્રત્યક્ષ અને અનુમાન આ બે પ્રમાણને માને છે.

૩ સાંખ્ય અને યોગ પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ આ ત્રણ પ્રમાણને માને છે.

૪ ન્યાયશાસ્ત્ર પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ અને ઉપમાન આ ચા પ્રમાણને માને છે.

૫ પ્રભાકર (પૂર્વમીમાંસાનો એકદેશી) પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન અને અર્થાપત્તિ આ પાંચ પ્રમાણને માને છે.

૬ કુમારિલભટ્ટ અને વેદાંતીઓ પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ ઉપમાન અર્થાપતિ અને અનુપલબ્ધિ આ છ પ્રમાણને માને છે.

૭ પૌરાણિકો ઉપરનાં છ પ્રમાણઉપરાંત સંભવ અને ઐતિહ્ય એ બે પ્રમાણો વધારી આઠ પ્રમાણોને માને છે.

૮ તાંત્રિકો ઉપર ગણાવેલાં આઠ પ્રમાણોઉપરાંત ચેષ્ટાનામનું એક પ્રમાણ વધારી નવ પ્રમાણોને માને છે.

**પ્ર૦ ૮૯ મો.** ઉપાધિભેદે ચેતનના કેટલા ને કયા કયા પ્રકાર છે તે તેમનાં સ્વરૂપસહિત કહો ?

**ઉ૦** ઉપાધિભેદે ચેતનના ચાર પ્રકાર છે, ૧ પ્રમાતાચેતન, ૨ પ્રમાણચેતન, ૩ પ્રમેયચેતન ને ૪ પ્રમિતિચેતન.

**૧ પ્રમાતાચેતન**—અંતઃકરણે જેટલા ચેતનને રોકેલું હોય તેટલું ચેતન. વેદાંતસિદ્ધાંતમાં અંતઃકરણ સ્થૂલશરીરજેવડું માન્યુ છે.

**૨ પ્રમાણચેતન**—અંતઃકરણની વૃત્તિ ઇંદ્રિયોદ્વારા નીકળીને પદાર્થપર્યન્ત ગઈ હોય ત્યાં તે વૃત્તિએ તે પદાર્થસુધી જતા જેટલુ ચેતન રોકેલું હોય તે.

**૩ પ્રમેયચેતન**—ઘટાદિ વિષયોએ જેટલું ચેતન રોકેલું હોય તે.

**૪ પ્રમિતિચેતન**—ઘટાદિ વિષયના ઉપર વ્યાપી રહેલી વૃત્તિએ જેટલું ચેતન રોકેલું હોય તે.

પાંચ ઇંદ્રિયોમાંથી ચક્ષુ અને કર્ણ એ બે ઇંદ્રિયો અંતઃકરણની વૃત્તિને પદાર્થપર્યંત લઈ જાય છે, અને બાકીની ત્રણ ઇંદ્રિયો અંતઃકરણની વૃત્તિને પોતાના ગોલકમાં રાખી પદાર્થ આવી મળે ત્યારે તેનુ જ્ઞાન કરાવે છે.

**પ્ર૦ ૯૦ મો.** શબ્દનુ જ્ઞાન થવામાં જે હેતુ હોય તે તેમના પ્રકાર ને સ્વરૂપસહિત કહો ?

ઉ૦ શબ્દનું જ્ઞાન થવામાં શક્તિવૃત્તિ અને લક્ષણાવૃત્તિ એ બે હેતુ છે.

**૧ શક્તિવૃત્તિ**—શબ્દમાં પોતાના વાચ્યનો અર્થ કરવાનું રહેલુ સામર્થ્ય. તેના ત્રણ પ્રકાર છે, ૧ યોગશક્તિ, ૨ રૂઢિશક્તિ ને યોગારૂઢિઉભયરૂપ શક્તિ.

**૧ યોગાશક્તિ**—શબ્દના અવયવોના મળવાથી તે શબ્દના વાચ્યાર્થનું જ્ઞાન કરવાનું શબ્દમાં રહેલું સામર્થ્ય, જેમકે પાચક, આમાં પચ્–રાંધવું+અક–કરનાર–રાંધનાર–રસોઈઓ, આ અર્થ અવયવોના મળવાથી થયો.

૨ **રૂઢિશક્તિ**—લોકોના સંકેતવડે પોતાના વાચ્યાર્થનો બોધ કરવાનું પદમાં રહેલું સામર્થ્ય, જેમકે ઘટ, પટ. આમા અવયવોથી અર્થનો બોધ થતો નથી, પણ લાંબા કાલથી ચાલી આવેલી રૂઢિપ્રમાણે ( આ શબ્દનો આજ અર્થ થાય એવા લોકોના સંકેતપ્રમાણે ) અર્થ થાય છે.

૩ **યોગારૂઢિઉભયરૂપ શક્તિ**—અવયવોવડે ને લોકોના સંકેતવડે પોતાના વાચ્યાર્થનો બોધ કરવાનુ પદમાં રહેલું સામર્થ્ય, જેમકે પંકજ. પંક–કાદવ+જ–જન્મેલું–કાદવમાંથી જન્મેલું આવો અર્થ અવયવોવડે થયો, હવે કાદવમાથી જન્મેલાં બીજાં પ્રાણી તથા છોડ છતાં પણ પંકજનો કમલ એવો જે અર્થ થાય છે તે રૂઢિવડે થાય છે. એમ પંકજનો કમલ એવો અર્થ અવયવોવડે અને રૂઢિવડે થયો.

૨ **લક્ષણાવૃત્તિ**- શક્તિવૃત્તિવડે થતા શક્યાર્થના સંબંધવાળો વક્તાના તાત્પર્યનો વિષય જે અન્ય અર્થ તેમાં તે શબ્દની પરંપરાવડે સંબંધવાળી વૃત્તિ. તેના ત્રણ પ્રકાર છે, ૧ જહત્, ૨ અજહત્ ને ૩ ભાગત્યાગ.

૧ **જહત્લક્ષણા**—જે શબ્દ પોતાના વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ કરી તેની સાથે સંબંધ રાખનાર બીજા અર્થને જણાવે તે શબ્દમાં જહત્લક્ષણા થાય છે, જેમ ગંગામાં ગામ. આમાં ગંગાનો શક્ય અર્થ જલનો પ્રવાહ થાય છે, ને જલના પ્રવાહમાં ગામ સંભવે નહિ માટે આ જગાએ ગંગાનદીના તીરપર એવો અર્થ જહત્લક્ષણાવડે લેવાય છે.

૨ **અજહત્લક્ષણા**—જે શબ્દ પોતાના વાચ્યાર્થસહિત બીજા સંબંધવાળા અર્થને જણાવે તે શબ્દમાં અજહત્લક્ષણા થાય છે, જેમ

રાતો દોડે છે એમાં એકલા રાતા રંગમાં દોડવું સંભવે નહિ માટે આ જગાએ રાતાશબ્દના રાતારંગરૂપ વાચ્યાર્થસહિત ઘોડો, બળદ કે કૂતરો એવો વિશેષ્ય લેવાય છે.

૩ **ભાગત્યાગલક્ષણા**—જ્યાં બે પદમાંના વિરોધી અર્થનો ત્યાગ કરી તેમાંના અવિરોધી અર્થને ગ્રહણ કરવામાં આવે ત્યાં ભાગત્યાગ-લક્ષણા થાય છે, જેમકે તે આ દેવદત્ત છે. આમાં તે શબ્દવડે કરીને દૂરદેશનો, ભૂતકાલનો અને દેવદત્તની પૂર્વસ્થિતિનો બોધ થાય છે, અને આ શબ્દવડે કરીને સમીપ દેશનો, વર્તમાનકાલનો અને દેવદત્તની વર્તમાનસ્થિતિનો બોધ થાય છે, તે બંનેનો વિરોધ છે, પરંતુ દેવદત્તનો પિંડ એકજ છે તેથી ભાગત્યાગલક્ષણાવડે દેવદત્તનો પિંડજ ગ્રહણ કરવામાં આવે છે.

વેદાંતનાં **તત્ત્વમસિ** આદિ મહાવાક્યોનો અર્થ કરવામાં ભાગ-ત્યાગલક્ષણા ઉપયોગી છે.

**પ્ર૦ ૯૧ મો.** શબ્દનું જ્ઞાન થવામાં જે સહકારી હોય તેમનાં નામ સ્વરૂપસહિત કહો ?

ઉ૦ શબ્દનું જ્ઞાન થવામાં સહકારી ચાર છે, ૧ આકાંક્ષાનું જ્ઞાન, ૨ યોગ્યતાનું જ્ઞાન, ૩ તાત્પર્યનું જ્ઞાન ને ૪ આસત્તિ.

૧ **આકાંક્ષાનું જ્ઞાન**—પદના અન્વયમાટે ઇચ્છાજેવી પ્રતીતિ તે, જેમકે આવે છે કુંવર રાજાના માણસોને દૂર કરો, તેમાં રાજાના એ પદનો કુંવરપદસાથે અન્વય થઇ જવાથી માણસોને એ પદની સાથે આકાંક્ષાના અભાવે તેનો અન્વય થાય નહિ તેથી રાજાનાં માણસોને દૂર કરો એવું જ્ઞાન થાય નહિ, પણ માર્ગમાંનાં માણસોને દૂર કરો એવું જ્ઞાન થાય છે. જો આકાંક્ષાનું જ્ઞાન શબ્દના બોધનો હેતુ ન હોય

તો રાજાના કુવર આવે છે, રાજાનાં માણસોને દૂર કરો એવું જ્ઞાન થવું જોઇએ.

૨ **યોગ્યતાનું જ્ઞાન**—એક પદાર્થના અન્ય પદાર્થની સાથેના યોગ્ય સંબંધની પ્રતીતિ, જેમકે વૃક્ષને અગ્નિવડે સિંચે છે, આમા અગ્નિમાં જલની પેઠે સિંચવાની યોગ્યતા નથી માટે અગ્નિશબ્દનો બોધ થાય નહિ.

૩ **તાત્પર્યનું જ્ઞાન**—વક્તાની ઇચ્છાનું જ્ઞાન. વક્તાની ઇચ્છા. જાણ્યા વિના શબ્દનો ખરો અર્થ સમજાય નહિ. સૈંધવના મીઠું અને ઘોડો એવા બે અર્થ થાય છે. કેડ બાંધીને બહારગામ જવાને તૈયાર થઇ "સૈંધવ લાવ" આ પ્રમાણે પોતાના સેવકને સ્વામીબણીથી કહેવામાં આવે ત્યારે તે સેવકાદિને એમજ સમજાય કે ઘોડો મગાવવાની વકતાની ઇચ્છા છે, પરંતુ વક્તા જમવા બેઠો હોય, અને તે વેલા "સૈંધવ લાવ" એમ પોતાના રસોયા આદિને કહેવામાં આવે ત્યારે વક્તાની ઇચ્છા મીઠું મગાવવાની છે એમ રસોયા આદિથી સમજાય છે. જો વક્તાની ઇચ્છા ન સમજાય તોપણ શબ્દના અર્થનો બોધ થાય નહિ.

૪ **આસત્તિ**—યોગ્ય પદોના સંબંધથી સમય વા શબ્દના અંતરાયરહિત પદાર્થોની સ્મૃતિ. મનુષ્ય જો એક વાક્ય બોલતાં એક પદપછી બીજું પદ લાબે સમયે બોલે વા વચ્ચે બીજાં પદો બોલી પછી પ્રથમના વાક્યનું પદ બોલે. તોપણ પદના અર્થનો બોધ થઈ શકે નહિ.

**પ્ર૦ ૯૨ મો.** પ્રમાનો અર્થ, તે કેટલી, કઇ કઇ અને તેમનાં કરણો કહો ?

**ઉ૦** પ્રમાણુવડે ઉપજતું યથાર્થજ્ઞાન તે **પ્રમા. પ્રમાના ૭ પ્રકાર** છે, ૧ પ્રત્યક્ષપ્રમા, ૨ અનુમિતિપ્રમા, ૩ શાબ્દીપ્રમા, ૪ ઉપમિતિપ્રમા,

૫ **અર્થાપત્તિપ્રમા** ને ૬ **અભાવપ્રમા.** આ ૭ પ્રમા અનુક્રમે પ્રત્યક્ષ આદિ ૭ પ્રમાણોથી ઉપજે છે.

**પ્ર૦ ૯૩ મો.** અભાવપ્રમા પ્રત્યક્ષ છે કે પરોક્ષ છે તે કારણ-સાથે કહો ?

ઉ૦ અભાવપ્રમા પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી, જો તે પ્રત્યક્ષ હોય તો તેમાં વાદીઓનો વિવાદ સંભવે નહિ.

**પ્ર૦ ૯૪ મો.** અધ્યાસનો અર્થ, તેના પ્રકાર અને સ્વરૂપ કહો ?

ઉ૦ અધ્યાસ એટલે ભ્રાંતિ. તેના બે પ્રકાર છે, ૧ અર્થાધ્યાસ ને ૨ જ્ઞાનાધ્યાસ.

**૧ અર્થાધ્યાસ**—એક પ્રકારની વસ્તુમાં બીજા પ્રકારની વસ્તુનો કલ્પિત આવિર્ભાવ જણાય તે, જેમકે દોરડીમાં **સર્પાદિ**નો આવિર્ભાવ જણાય.

**૨ જ્ઞાનાધ્યાસ**—પદાર્થના એક પ્રકારના જ્ઞાનને બદલે તે પદાર્થના બીજા પ્રકારનું કલ્પિત જ્ઞાન થાય તે, જેમકે ભ્રાંતિકાલે દોરડીના જ્ઞાનને સ્થાને સર્પાદિનું જ્ઞાન થાય તે.

**પ્ર૦ ૯૫ મો.** ભેદ કેટલા પ્રકારના છે ? તે તથા તેઓનાં નામો કહો ?

ઉ૦ ભેદ પાંચ પ્રકારના છે, ૧ ઈશ્વર અને જીવનો ભેદ, ૨ ઈશ્વર અને જડનો ભેદ, ૩ જીવજીવનો પરસ્પરમાં ભેદ, ૪ જીવ અને જડનો ભેદ ને ૫ જડજડનો પરસ્પરમાં ભેદ.

**પ્ર૦ ૯૬ મો.** ભાવવિકારની સંખ્યા ને તેમનાં નામો કહો ?

ઉ૦ ભાવવિકાર ૭ છે, ૧ ઉપાદાનકારણમાં હોવું, ૨ ઉપજવું, ૩ વધવું, ૪ પરિણામને પામવું, ૫ ઘટવું ને ૬ નાશ થવો.

**પ્ર૦ ૯૭ મો.** અભાવની સંખ્યા, તેમનાં નામો અને તેમનાં સ્વરૂપો કહો ?

ઉ૦ અભાવ પાચ પ્રકારના છે, ૧ પ્રાગભાવ, ૨ પ્રધ્વંસાભાવ, ૩ અન્યોન્યાભાવ, ૪ અત્યંતાભાવ ને ૫ સામયિકાભાવ.

**૧ પ્રાગભાવ**—કોઇ પણ પદાર્થની ઉત્પત્તિની પૂર્વે તેનો પોતાના ઉપાદાનકારણમાં જે અભાવ તે, જેમ ઘડાનો ઉત્પત્તિની પૂર્વે પોતાના ઉપાદાનકારણ માટીમાં અભાવ હોય છે તે.

**૨ પ્રધ્વંસાભાવ**—પદાર્થનો નાશ થયા પછી તેનો જે અભાવ થાય છે તે, જેવી રીતે ઘડાઉપર મોગરી મારવાથી તે ઘડાનો અભાવ થાય છે તે.

**૩ અન્યોન્યાભાવ**—પદાર્થોનો પરસ્પરમાં જે અભાવ રહેલો હોય છે તે, જેમ ઘટમાં પટનો અને પટમા ઘટનો અભાવ રહેલો છે.

**૪ અત્યંતાભાવ**—કોઇ વસ્તુનો અત્યત અભાવ હોય તે, જેમ સસલાનાં શીગડાં ને વંધ્યાનો પુત્ર ઇત્યાદિ.

**૫ સામયિકાભાવ**—સમયને માટે જે અભાવ હોય તે, જેમ મનુષ્ય બહાર જવાથી તેનો તે વેલા પોતાના ઘરમાં અભાવ હોય છે.

**પ્ર૦ ૯૮ મો.** ત્રણ પ્રકારના પરિચ્છેદોનાં અને ત્રણ પ્રકારના ભેદોનાં નામો અને તેમનાં સ્વરૂપો કહો ?

ઉ૦ દેશપરિચ્છેદ, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ તે ત્રણ પ્રકારના પરિચ્છેદોનાં નામો છે; અને સજાતીય, વિજાતીય અને સ્વગત એ ત્રણ પ્રકારના ભેદોનાં નામો છે. પદાર્થનો દેશવડે જે વિભાગ તે **દેશપરિચ્છેદ**, પદાર્થનો કાલવડે જે વિભાગ તે કાલપરિચ્છેદ અને પદાર્થનો અન્ય વસ્તુવડે જે વિભાગ તે **વસ્તુપરિચ્છેદ** કહેવાય છે. ઘડો એકદેશમાં રહે છે, સર્વવ્યાપક નથી માટે તે દેશપરિચ્છેદવાળો છે, તે ઘડો માત્ર સ્થિતિકાલમાંજ હોય છે, ઉત્પત્તિની પૂર્વે ને નાશની પછી નથી હોતો માટે તે કાલપરિચ્છેદવાળો છે, ને તે ઘડો પટ

આદિ અન્ય વસ્તુથી ભિન્ન છે માટે તે વસ્તુપરિચ્છેદવાળો છે. બ્રહ્મમાં એ ત્રણે પરિચ્છેદો નથી, કેમકે બ્રહ્મ સર્વવ્યાપક, ત્રણે કાલમાં રહેનાર ને સર્વે વસ્તુઓનુ વાસ્તવિક સ્વરૂપ છે.

સમાનજાતિવાળાનો જે પરસ્પર ભેદ તે **સજાતીયભેદ**, વિરુદ્ધ-જાતિવાળાનો જે પરસ્પર ભેદ તે **વિજાતીયભેદ** ને અવયવીનો પોતાના અવયવથી જે ભેદ તે **સ્વગતભેદ** કહેવાય છે. નાગરબ્રાહ્મણનો સારસ્વતબ્રાહ્મણથી જે ભેદ તે સજાતીયભેદ, બ્રાહ્મણનો ક્ષત્રિયથી જે ભેદ તે વિજાતીયભેદ ને બ્રાહ્મણાદિના શરીરનો હાથપગાદિથી જે ભેદ તે સ્વગતભેદ કહેવાય છે.

**પ્ર૦ ૯૯ મો.** ખ્યાતિઓની સંખ્યા અને તેમનાં સ્વરૂપો કહો ?

**ઉ૦ ખ્યાતિ**—કોઇ પદાર્થનું જણાવું અને અન્યને કહેવું તે. ખ્યાતિ પાંચ પ્રકારની છે, ૧ અસત્ખ્યાતિ, ૨ આત્મખ્યાતિ, ૩ અન્યથાખ્યાતિ, ૪ અખ્યાતિ ને ૫ અનિર્વચનીયખ્યાતિ.

**૧ અસત્ખ્યાતિ**—દોરડીમાં અને દોરડીની બહાર રાફડા આદિમાં ક્યાંઈ પણ સાચો સર્પ નથી, એવા અત્યંત મિથ્યા સર્પનું જણાવું અને બીજાને કહેવું તે. આ ખ્યાતિવાળા સર્વ જગત્ શૂન્યમાંથી ઉત્પન્ન થયું છે એમ કહે છે. આ કહેવું શૂન્યવાદી માધ્યમિકનું છે. આ મત બૌદ્ધધર્મનો એક પેટા વિભાગ છે.

**૨ આત્મખ્યાતિ**—બુદ્ધિની બહાર ક્યાંઈ પણ સાચો સર્પ નથી, દોરડીમાં પ્રતીત થનાર સર્પ ક્ષણે ક્ષણે પરિણામ પામનારી બુદ્ધિરૂપ છે, આમ બુદ્ધિરૂપ આત્મા સર્પરૂપે પ્રતીત થાય છે એમ કહેવું તે. આ ખ્યાતિ ક્ષણિકવિજ્ઞાનવાદી માને છે. આ ક્ષણિકવિજ્ઞાનવાદ પણ બૌદ્ધધર્મનો એક પેટા વિભાગ છે. તે ક્ષણિકવિજ્ઞાનવાદીને મતે પ્રતીત થતું સર્વ જગત્ બુદ્ધિરૂપ છે.

૩ **અન્યથાખ્યાતિ**—રાફડા આદિ અન્ય સ્થલમાં જોયેલો સાચો સર્પ નેત્રના દોષથી સમીપ દોરડીદેશમાં જણાય છે એમ કહેવું તે. આ પ્રાચીન નૈયાયિકોનું અને વૈશેષિકોનું કહેવું છે. અન્યથા-એક દેશમાં રહેલા સર્પનું અન્ય સ્થાનમાં એટલે દોરડી દેશમાં, ખ્યાતિ-જણાવું અને કહેવું.

નવીન નૈયાયિક ચિંતામણિકાર અન્યથાખ્યાતિનું સ્વરૂપ નીચે પ્રમાણે કહે છે:—

દોરડીનું મંદ અંધકારને લઇને દોરડીરૂપે જ્ઞાન નહિ થતાં બીજે રૂપે જ્ઞાન થાય છે તે અન્યથાખ્યાતિ. અન્યથા-એક પ્રકારના પદાર્થનું અન્ય પ્રકારે, ખ્યાતિ-જણાવું અને કહેવું.

૪ **અખ્યાતિ**—જ્યાં દોરડીમાં સર્પનું જ્ઞાન થાય છે ત્યાં બે અંશ હોય છે, ૧ દોરડીનું સામાન્ય પ્રત્યક્ષજ્ઞાન, ને ૨ સર્પની સ્મૃતિ. મંદ અંધકારમાં પડેલી દોરડીમાં સર્પ જોનારને ભયદોષને લીધે મને આ બે પ્રકારનુ જ્ઞાન થયું છે એવું ભાન રહેતું નથી, પણ આ સર્પ છે એવું એક જ્ઞાન થયાનું જણાય છે, આ અખ્યાતિ છે. આ અખ્યાતિને સાંખ્યમતવાળા અને પ્રભાકરમતવાળા માને છે.

૫ **અનિર્વચનીયખ્યાતિ**—આ ખ્યાતિ વેદાંતીઓ માને છે. નેત્રાદિદ્વારા બહાર નીકળેલી અંતઃકરણની વૃત્તિ પદાર્થસમીપ જાય છે, ને પદાર્થને આકારે થાય છે, તેમાં પ્રકાશાદિ સહાય થાય છે, તેથી પદાર્થના આવરણનો ભંગ થાય છે. જ્યાં મંદ અંધકારમાં પડેલી દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળી પણ ખરી, અને દોરડીપર્યંત ગઈ પણ ખરી, પરંતુ પ્રકાશના સાહાય્યવિના તે દોરડીનું આવરણ દૂર થયું નહિ તેથી રજ્જુઉપહિત-ચેતનને આશરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના તમોગુણનું

સર્પરૂપ પરિણામ થયું, અને વૃત્તિઉપહિતચેતનને આશરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના સત્ત્વગુણનું સર્પના જ્ઞાનરૂપ પરિણામ થયું. એ સર્પરૂપ વસ્તુ અને સર્પનું જ્ઞાન સત્ નથી, કેમકે ઉત્તરકાલે તેનો બાધ થાય છે, તેમ અસત્ પણ નથી, કેમકે વર્તમાનકાલમાં તે દેખાય છે. એવી રીતે સત્અસત્થી વિલક્ષણ સર્પનું ને તેના જ્ઞાનનું જણાવું અને કહેવું એ **અનિર્વચનીયખ્યાતિ** કહેવાય છે. આ પહેલા પ્રકારની અનિર્વચનીયખ્યાતિ છે.

**અનિર્વચનીયખ્યાતિનો બીજો પ્રકારઃ**—નેત્રાદિદ્વારા નીકળેલી અંતઃકરણની વૃત્તિ પદાર્થસમીપ જાય છે, ને તેને આકારે થાય છે, તેમાં પ્રકાશાદિ સહાય થાય છે, તેથી પદાર્થના આવરણનો ભંગ થઇ તે પદાર્થનું જ્ઞાન થાય છે. જ્યાં મંદ અંધકારમાં પડેલી દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળી પણ ખરી, દોરડીપર્યંત ગઇ પણ ખરી, પરંતુ પ્રકાશનુ સાહાય્ય નહિ હોવાથી દોરડીના આવરણનો ભંગ થયો નહિ તેથી વૃત્તિઉપહિતચેતનને આશ્રરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના તમોગુણનું સર્પરૂપ પરિણામ થયુ, અને વૃત્તિઉપહિતચેતનને આશરે રહેલી અવિદ્યામાં ક્ષોભ થઇને તેના સત્ત્વગુણનું સર્પના જ્ઞાનરૂપ પરિણામ થયુ. આ સર્પવસ્તુ અને સર્પનું જ્ઞાન સત્ નથી, કેમકે ઉત્તરકાલે તેનો બાધ થાય છે, તેમ તે અસત્ પણ નથી, કેમકે વર્તમાનકાલમાં તે દેખાય છે. એવી રીતે સત્અસત્થી વિલક્ષણ સર્પનું ને તે સર્પના જ્ઞાનનું જણાવું અને કહેવું એ બીજા પ્રકારની અનિર્વચનીયખ્યાતિ છે.

**પ્ર૦ ૧૦૦ મો.** પ્રથમની ચાર ખ્યાતિઓમાં જે દોષ રહેલા હોય તે જણાવો?

ઉ૦ ૧ અસત્ખ્યાતિ મિથ્યા છે, કેમકે અત્યંત અસત્પદાર્થનું દેખાવું સંભવતું નથી, જેમ વંધ્યાનો પુત્ર અને સસલાનાં શીંગડાં દેખાતાં નથી તેમ.

૨ આત્મખ્યાતિ પણ મિથ્યા છે, કેમકે જો બુદ્ધિજ કલ્પિત સર્પને આકારે થતી હોય તો તે કલ્પિત સર્પ જોનારના શરીરની અંતર જણાવો જોઇએ, પણ શરીરની બહાર દોરડીમાં ન જણાવો જોઇએ. વળી તેના મતપ્રમાણે બુદ્ધિ ક્ષણિક છે તેથી એક ક્ષણથી વધારે સમયસુધી તે કલ્પિત સર્પ નજ જણાવો જોઇએ, પણ અહિં તો દીપક આદિ ન લાવીએ ત્યાંસુધી તે કલ્પિત સર્પ જોનારને દેખાયા કરે છે.

૩ પહેલા પ્રકારની અન્યથાખ્યાતિ પણ સંભવરહિત છે, કેમકે જો રાફડા આદિમાં જોયેલો સાચો સર્પ સંમુખ પડેલી દોરડીમાં દેખાતો હોય તો દોરડી અને રાફડા આદિની વચમાંના બધા પદાર્થો જોનારને દેખાવા જોઇએ, પણ તે દેખવામાં આવતા નથી.

બીજા પ્રકારની અન્યથાખ્યાતિ જે ચિંતામણિકાર કહે છે તે પણ ખોટી છે, કારણકે જ્ઞેયપ્રમાણે જ્ઞાન થવું જોઇએ, અન્ય જ્ઞાન ન થવું જોઇએ. અહિં જ્ઞેય દોરડી છે, અને જ્ઞાન સર્પનું થાય એ ઘટે નહિ.

૪ અખ્યાતિ પણ નીચેનાં ત્રણ કારણોથી ખોટી છેઃ—

૧ જો દોરડીમાં સર્પની સ્મૃતિજ થતી હોય તો દોરડી જોનાર પુરુષ ભય પામીને ત્યાંથી પાછો ભાગે છે તે ભય તેને ન થવું જોઇએ, અને તે ત્યાંથી પાછો પણ ન ભાગવો જોઇએ.

૨ જ્યારે કલ્પિત સર્પનો બાધ થાય છે ત્યારે કલ્પિત સર્પ જોનાર પુરુષ કહે છે કે "મને સર્પ ખોટો દેખાતો હતો," પણ "મને સર્પ ખોટો સાંભરતો હતો" એમ તે કહેતો નથી.

૩ વળી એકજ અંતઃકરણમાં એકજ કાલે સ્મૃતિજ્ઞાન તથા પ્રત્યક્ષજ્ઞાન એવાં બે જ્ઞાન સંભવી પણ શકે નહિ.

**પ્ર૦ ૧૦૧ મો.** અનુબંધચતુષ્ટયનાં નામ કહો ?

ઉ૦ ૧ અધિકારી, ૨ વિષય, ૩ સંબંધ ને ૪ પ્રયોજન.

**પ્ર૦ ૧૦૨ જો.** નિર્દોષલક્ષણનું સ્વરૂપ કહો ?

ઉ૦ જે લક્ષણ ત્રણ પ્રકારના દોષથી રહિત હોય તે લક્ષણ નિર્દોષ કહેવાય. ત્રણ પ્રકારના દોષનાં નામોઃ—૧ અવ્યાપ્તિદોષ, ૨ અતિવ્યાપ્તિદોષ ને ૩ અસંભવદોષ.

૧ જે લક્ષણ લક્ષ્યના એક દેશમાં રહે તે લક્ષણ **અવ્યાપ્તિદોષવાળું** કહેવાય છે, જેમ રાતું સાસ્નાવાળું ( ગળાની નીચે ગોદડાજેવી જાડી ચામડીવાળું ) સ્ત્રીજાતિ પશુ તે ગાય. આ લક્ષણ લક્ષ્યના એક દેશમાં રહે છે, અર્થાત્ તેમાં માત્ર રાતા રંગવાળી ગાયોનોજ સમાસ થાય છે, બીજા રંગવાળી ગાયોનો સમાસ થતો નથી.

૨ જે લક્ષણ લક્ષ્યમાં રહીને લક્ષ્યની બહાર પણ રહે તે લક્ષણ **અતિવ્યાપ્તિદોષવાળું** કહેવાય છે, જેમ ચાર પગવાળી તે ગાય. આ લક્ષણ ગાયરૂપ લક્ષ્યમાં રહીને બીજાં પશુઓ જે લક્ષ્યની બહાર છે તેમાં પણ રહે છે.

૩ જે લક્ષણ લક્ષ્યના કોઇ પણ ભાગમાં ન સંભવે તે લક્ષણ **અસંભવદોષવાળું** કહેવાય છે, જેમ બે પાંખવાળી તે ગાય. આ લક્ષણ લક્ષ્યરૂપ કોઇ પણ ગાયમાં સંભવતું નથી.

સાસ્નાવાળું સ્ત્રીજાતિ પશુવિશેષ તે ગાય, આ ગાયનુ નિર્દોષ લક્ષણ છે.

**પ્ર૦ ૧૦૩ જો.** અસંભાવનાના પ્રકાર અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ અસંભાવનાના બે પ્રકાર છે, ૧ પ્રમાણગત અસંભાવના ને ૨ પ્રમેયગત અસંભાવના.

૧ પ્રમાણગત અસંભાવના—વેદાંતશાસ્ત્ર દ્વૈતને પ્રતિપાદન કરતું હશે કે અદ્વૈતને પ્રતિપાદન કરતું હશે એવી જે પ્રમાણરૂપ વેદાંતશાસ્ત્રમાં શંકા તે.

૨ પ્રમેયગત અસંભાવના—જીવનું, આત્માનું, બ્રહ્મનું, ઈશ્વરનું, મોક્ષનું અને મોક્ષનાં સાધનોનું સ્વરૂપ વેદાંતશાસ્ત્ર કહે છે તે સાચું હશે કે અન્યશાસ્ત્રો કહે છે તે સાચું હશે એવી પ્રમેયમાં જે શંકા તે.

**પ્ર૦ ૧૦૪ થો.** પ્રમાણગત અસંભાવના, પ્રમેયગત અસંભાવના ને વિપરીતભાવના કયા સાધનથી દૂર થાય ?

ઉ૦ પ્રમાણગત અસંભાવના વેદાંતશાસ્ત્રનું સમજપૂર્વક શ્રવણ કરવાથી દૂર થાય છે, પ્રમેયગત અસંભાવના વેદાંતશાસ્ત્રનું એકાંતમાં આદરપૂર્વક મનન કરવાથી દૂર થાય છે, ને વિપર્યય અથવા વિપરીતભાવના નિદિધ્યાસ (બ્રહ્મવિચાર વા બ્રહ્મધ્યાન) કરવાથી દૂર થાય છે.

**પ્ર૦ ૧૦૫ મો.** ઊર્મિ એટલે શું ? તે કેટલી ? કઈ કઈ ? અને તે કોના ધર્મ છે તે કહો ?

ઉ૦ ઊર્મિ એટલે તરંગ, તે છ છે, ૧ સુખ, ૨ દુઃખ, ૩ ભૂખ, ૪ તરસ, ૫ જરા ને ૬ મરણ. સુખદુઃખ એ મનના ધર્મ છે, ભૂખતરસ એ પ્રાણના ધર્મ છે, ને જરામરણ એ સ્થૂલદેહના ધર્મ છે.

**પ્ર૦ ૧૦૬ ઠ્ઠો.** ઉપર ગણાવેલા કોઇ ધર્મો આત્મામાં છે ?

ઉ૦ ના, આત્મામાં ઉપરના કોઇ પણ ધર્મો નથી, ભ્રાંતિકાલે તે આત્માના ધર્મો છે એમ અજ્ઞાનીને જણાય છે.

**પ્ર૦ ૧૦૭ મો.** પુર્યષ્ટકમાંની આઠ પુરીનાં નામો અને પુર્યષ્ટક કયું શરીર છે તે કહો ?

ઉ૦ ૧ ભૂતપંચક, ૨ પ્રાણુપંચક, ૩ કર્મેન્દ્રિયપંચક, ૪ જ્ઞાનેંદ્રિય-પંચક, ૫ અંતઃકરણચતુષ્ટય, ૬ કામ, ૭ કર્મ ને ૮ અવિદ્યા આ આઠ પુર્યષ્ટકમાની પુરીઓનાં નામો છે. તે પુર્યષ્ટક સૂક્ષ્મશરીર છે.

**પ્ર૦ ૧૦૮ મો.** જગત્‌ના મિથ્યાપણામાં પાંચ દૃષ્ટાંત કહો ?

ઉ૦ ૧ છીપમાં રૂપાનું દેખાવું, ૨ દોરડીમાં સર્પનું જણાવું, ૩ ઠુંઠામાં ચોરનું દેખાવું, ૪ આકાશમાં નીલા રંગની પ્રતીતિ થવી, ને ૫ રણમાં ઝાંઝવાના પાણીનુ દેખાવું.

**પ્ર૦ ૧૦૯ મો.** આત્માશ્રયાદિ ૭ પ્રકારના દોષોનાં નામો અને તેમનાં સ્વરૂપો કહો ?

ઉ૦ ૧ આત્માશ્રય, ૨ અન્યોન્યાશ્રય, ૩ ચક્રિકા, ૪ અન-વસ્થા, ૫ વિનગમનવિરહ ને ૬ પ્રાગ્લોપ.

૧ **આત્માશ્રયદોષ**—કોઇ પદાર્થની ઉત્પત્તિ તેજ પદાર્થમાંથી માનવી તે.

૨ **અન્યોન્યાશ્રયદોષ**—પહેલા પદાર્થની ઉત્પત્તિ બીજા પદાર્થમાં-થી અને બીજા પદાર્થની ઉત્પત્તિ પહેલા પદાર્થમાંથી માનવી તે.

૩ **ચક્રિકાદોષ**—પહેલા પદાર્થની ઉત્પત્તિ બીજા પદાર્થમાથી, બીજા પદાર્થની ઉત્પત્તિ ત્રીજા પદાર્થમાંથી ને ત્રીજા પદાર્થની ઉત્પત્તિ પહેલા પદાર્થમાંથી માનવી તે.

૪ **અનવસ્થાદોષ**—પહેલા પદાર્થની ઉત્પત્તિ બીજા પદાર્થમાંથી, બીજા પદાર્થની ઉત્પત્તિ ત્રીજા પદાર્થમાંથી, ને ત્રીજા પદાર્થની ઉત્પત્તિ ચોથા પદાર્થમાંથી થઇ છે એમ કારણની ધારા માનવી તે.

૫ **વિનગમનવિરહદોષ**—અમુકસંખ્યાવાળું છેલ્લું કારણ સ્વી-કારવામાં યુક્તિના અભાવરૂપ જે દોષ આવે છે તે. વિનગમન-યુક્તિ + વિરહ-અભાવ-યુક્તિનો અભાવ.

૬ પ્રાગ્લોપદોષ–અમુકસંખ્યાવાળાને છેલ્લું કારણ માનતાં તેની પહેલાનાં કારણોનો જે લોપ થાય તે દોષ. જે કાર્યની સિદ્ધિ ન થવા દે તે દોષ કહેવાય છે.

**પ્ર૦ ૧૧૦ મો.** ઉપાસકને બ્રહ્મલોકપ્રતિ ક્યા ક્યા દેવો ક્રમથી લઇ જાય છે તે કહો ?

**ઉ૦** ૧ જ્યોતીરૂપ અગ્નિના અભિમાની દેવ, ૨ દિવસના અભિમાની દેવ, ૩ શુક્લપક્ષના અભિમાની દેવ, ૪ છ માસરૂપ ઉત્તરાયણના અભિમાની દેવ, ૫ સંવત્સરના અભિમાની દેવ, ૬ દેવલોકના અભિમાની દેવ, ૭ વાયુના અભિમાની દેવ, ૮ સૂર્ય, ૯ ચંદ્ર, ૧૦ વિદ્યુત્‌ના અભિમાની દેવ, ૧૧ હિરણ્યગર્ભના લોકથી વિદ્યુત્‌ના લોકસુધી એક દિવ્ય પુરુષ તે ઉપાસકને તેડવા આવે છે, તે દિવ્યપુરુષ તે ઉપાસકને પ્રથમ વરુણલોકમાં લઇ જાય છે, ૧૨ પછી ત્યાંથી તેને ઇંદ્રલોકમાં લઈ જાય છે, ૧૩ પછી ત્યાંથી તેને વિરાટ્‌ના લોકમાં લઇ જાય છે, ૧૪ અને પછી વિરાટ્‌ના લોકથી તે દિવ્ય પુરુષ તે ઉપાસકને બ્રહ્મલોકમાં લઇ જાય છે. પશ્ચાત્ ત્યાં મહાપ્રલયકાલે બ્રહ્મલોકના અધિષ્ઠાતા બ્રહ્માની સાથે તે ઉપાસકને વિદેહકૈવલ્ય થાય છે. એવી રીતે અહંગ્રહ (ઉપાસ્યની સાથે પોતાનો અભેદ ધારીને કરવામા આવતી) ઉપાસના કરનાર ઉપાસકને બ્રહ્મલોકમાં જવાનો ક્રમ છે.

**પ્ર૦ ૧૧૧ મો.** દેશની અને કાલની વ્યાખ્યા કહો ?

**ઉ૦ દેશ**—સાકાર વસ્તુઓને અવકાશ આપનાર અને જેના સદ્‌ભાવવડે વસ્તુઓની પરસ્પરની દિશાઓનો વ્યવહાર થાય છે તે.

**કાલ**—જેવડે વસ્તુઓમાં પૂર્વનો ( ભૂતનો ) અને અપરનો (ભાવિષ્યનો) વ્યવહાર થાય છે એવી ક્ષણની પરંપરા

**પ્ર૦ ૧૧૨ મો.** વદતોવ્યાઘાતદોષનું સ્વરૂપ કહો ?

**ઉ૦** બોલનાર જે બોલવાવડે પોતાને જૂઠો પાડે તે

વદતોવ્યાઘાતદોષ, જેમ કોઇ માણસ એમ કહે કે મારે તમને ઘણી વાતો કહેવી છે, પરંતુ મારા મોઢામાં જીભ નથી તેથી હું લાચાર છુ.

**પ્ર૦ ૧૧૩ મો.** વેદાંતસિદ્ધાંતમાં કેટલા પદાર્થો અનાદિ માનેલા છે ? તે કયા કયા ? અને તેઓમાં કાંઇ વિલક્ષણતા છે કે કેમ તે કહો ?

ઉ૦ વેદાંતસિદ્ધાંતમાં વિશ્વવ્યવસ્થા સમજાવવા છ પદાર્થો અનાદિ માનેલા છે, તેમનાં નામોઃ—૧ શુદ્ધચેતન, (બ્રહ્મ.) ૨ માયા વા. અવિદ્યા, ૩ ચેતનનો માયાસાથે અથવા અવિદ્યાસાથે સંબંધ, ૪ ઇશ્વર, ૫ જીવ ને ૬ એ પાચેનો પરસ્પરમાં ભેદ. તેમાં શુદ્ધચેતન અનાદિઅનત છે, અને બાકીના પાંચ પદાર્થો અનાદિસાંત (અનાદિ ને અંતવાળા) છે.

**પ્ર૦ ૧૧૪ મો.** ત્રણ પ્રકારના દુ:ખોના નાશમાં અજ્ઞાનનો નાશ કેવી રીતે અપેક્ષિત છે ?

ઉ૦ સ્થૂલશરીર રહે ત્યાંસુધી ત્રણ પ્રકારનાં દુ:ખો રહે માટે સ્થૂલશરીરની નિવૃત્તિ કરવાસારુ તેના કારણરૂપ ધર્માધર્મના સંસ્કારોની નિવૃત્તિ કરવી જોઇએ. ધર્માધર્મના સંસ્કારોની નિવૃત્તિ કરવામાટે ધર્માધર્મની અભિમાનવાળી પ્રવૃત્તિ રોકવી જોઇએ. ધર્માધર્મની અભિમાનવાળી પ્રવૃત્તિ થવાનુ કારણ રાગદ્વેષ છે માટે ધર્માધર્મની અભિમાનવાળી પ્રવૃત્તિનો નાશ કરવા રાગદ્વેષની નિવૃત્તિ કરવી જોઇએ. રાગદ્વેષનુ કારણ અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાન છે માટે રાગદ્વેષનો નાશ કરવા અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાનનો નાશ કરવો જોઇએ. અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાન ભેદજ્ઞાનથી ઉપજે છે માટે અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાનનો નાશ કરવા ભેદજ્ઞાનનો નાશ કરવો જોઇએ. ભેદજ્ઞાન આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉપજે છે માટે ભેદજ્ઞાનનો નાશ કરવા આત્મસ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિ કરવી જોઇએ. એવી રીતે ત્રિવિધ દુ:ખોની આત્યંતિક નિવૃત્તિમાં પરંપરાવડે અજ્ઞાનની નિવૃત્તિ અપેક્ષિત છે.

# प्रकरण ५ मुं.

## भिन्न भिन्न धर्मोना स्वरूपनुं तथा ज्योतिषनुं निरूपण.

**પ્ર૦ ૧ લો.** ધર્મ એટલે શું?

ઉ૦ ધર્મ એટલે ધારણ કરી રાખનાર, અર્થાત્ માણસને વર્તમાન સ્થિતિથી નીચે નહિ જવા દેતાં તેને ઉત્તરોત્તર ઊર્ધ્વ સ્થિતિએ લઇ જનાર એવાં શાસ્ત્રમાં કહેલા શુભકર્મ તથા શાસ્ત્રોક્ત શુભવિચાર.

**પ્ર૦ ૨ જો.** ચાર્વાક એટલે નાસ્તિકના મતનું ટુંકામાં નિરૂપણ કરો?

ઉ૦ ૧ તેના મતપ્રમાણે ચૈતનાવાળા સ્થૂલશરીરથી ભિન્ન જીવ નથી, ૨ રાજાથી ભિન્ન જીવોનાં કર્મપ્રમાણે વ્યવસ્થા કરનારા ઈશ્વર નથી, ૩ પુણ્યપાપ નથી, ૪ સ્વર્ગનરક નથી, ૫ પૃથ્વી જલ તેજ ને વાયુ આ ચાર ભૂતો છે, ૬ અર્થ અને કામ આ બેજ પુરુષાર્થ છે, ૭ મનુષ્યને મરવાથી મોક્ષ થાય છે, ને ૮ કોઇ પણ શાસ્ત્ર પ્રમાણ નથી, માત્ર મનુષ્યની બુદ્ધિ પ્રમાણ છે

**પ્ર૦ ૩ જો.** શૂન્યવાદી બૌદ્ધના મતનું ટુંકામાં નિરૂપણ કરો?

ઉ૦ ૧ પ્રતીત થતું આ સર્વ શૂન્ય છે એવી ભાવના નિરંતર કર્યા કરવાથી ૧ રૂપ—શબ્દાદિ પંચ વિષયો અને શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો, ૨ વિજ્ઞાન—ક્ષણિકબુદ્ધિ, ૩ વેદના – સુખદુઃખાદિનો અનુભવ, ૪ સંજ્ઞા—વસ્તુનું નામ ને જ્ઞાન, અને ૫ રાગદ્વેષના સંસ્કાર આ પાંચ સ્કંધો નિઃશેષ નાશ પામવાથી પુરુષને શૂન્યસ્થિતિરૂપ નિર્વાણ (મોક્ષ) પ્રાપ્ત થાય છે; ૨ એ મતવાળા વેદ અને બ્રાહ્મણને પૂજ્ય માનતા નથી; ને ૩ વેદોક્ત યજ્ઞને ચિત્તશુદ્ધિમાં કે મોક્ષમાં ઉપકારક ગણતા નથી.

પ્ર૦ ૪ થો. ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધના મતનું ટુંકામાં નિરૂપણ કરો ?

ઉ૦ તેને મતે આલયવિજ્ઞાનધારા અને પ્રવૃત્તિવિજ્ઞાનધારા એવાં બુદ્ધિનાં બે સ્વરૂપ છે. ૧ હું હું એવું જ્ઞાન એ બુદ્ધિની આલયવિજ્ઞાનધારા, ને ૨ ઘટપટાદિને વિષય કરનારું જ્ઞાન તે બુદ્ધિની પ્રવૃત્તિવિજ્ઞાનધારા કહેવાય છે. બુદ્ધિની પ્રવૃત્તિવિજ્ઞાનધારાનો બુદ્ધિની આલયવિજ્ઞાનધારામાં લય કરવાથી તેમને મતે મોક્ષ થાય છે. બૌદ્ધધર્મમાં ૧ ભિખ્ખુ, ૨ ભિખ્ખુણી, ૩ ઉપાસક ને ૪ ઉપાસિકા એવા બુદ્ધધર્મને માનનારાં માણસોના ચાર ભેદ હોય છે. તેમાં પ્રથમનાં બે ત્યાગી અને પાછળનાં બે ગૃહસ્થ હોય છે.

પ્ર૦ ૫ મો. જૈનધર્મનું ટુંકામાં નિરૂપણ કરો ?

ઉ૦ ૧ જીવ, ( ભોક્તા, ) ૨ અજીવ, ( ભોગ્ય, ) ૩ પુણ્ય, ૪ પાપ, ૫ આસ્રવ, ( ઇંદ્રિયોની વિષયાભિમુખ પ્રવૃત્તિ, ) ૬ સંવર, (બાહ્યપ્રવૃત્તિને રોકનાર યમનિયમ,) ૭ નિર્જર, (પાપનો નાશ કરનાર તપ,) ૮ બંધ ( આઠ પ્રકારનાં કર્મો ) ને ૯ મોક્ષ ( આઠ પ્રકારનાં કર્મોનો અત્યંત નાશ થયે સિદ્ધશિલાપર સિદ્ધરૂપે સ્થિતિ થવી તે ) આ નવ તત્ત્વોનો વિચાર કરવાથી, તથા ૧ પ્રાણાતિપાત, (હિંસા,) ૨ મૃષાવાદ, ( જૂઠું બોલવું, ) ૩ અદત્તાદાન, ( ચોરી, ) ૪ મૈથુન ( અબ્રહ્મચર્ય ) ને ૫ પરિગ્રહ ( મમતાપૂર્વક પદાર્થો એકત્ર કરવા તે ) આ પાંચનો સર્વથા સર્વદા ત્યાગ કરવાથી જ્ઞાનાવરણીય, (તીર્થંકરોએ કરેલા ઉપદેશથી મોક્ષ થતો નથી એવી સમજ,) દર્શનાવરણીય, (જૈનદર્શનના સત્યપણામાં સંદેહ,) મોહનીય ( જૈનધર્મ સર્વથી શ્રેષ્ઠ નથી એવી સમજ ) ને આંતરીય ( આત્મજ્ઞાનાદિની પ્રાપ્તિમાં પ્રતિબંધ કરનાર સંસ્કાર ) આ ચાર ઘાતી કર્મોનો નાશ થાય છે. આવા જ્ઞાનીનું

શરીર પડયા પછી તેની લોકાગ્રમાં સિદ્ધશિલાપર સિદ્ધરૂપે સ્થિતિ થાય છે. એ કાલે તેનાં ૧ વેદનીય, (મેં આત્મતત્ત્વને જાણ્યું છે એવું અભિમાન, ) ૨ નામિક, ( હું અમુકનામવાળો છું એવું જ્ઞાન, ) ૩ ગોત્રિક ( હું તીર્થંકરની શિષ્યપરંપરામાં પ્રવેશ પામેલો છું એવું જ્ઞાન ) ને ૪ આયુષ્ ( દેહાદિને ધારણ કરનારું કર્મ ) આ ચાર અઘાતી કર્મો પણ નાશ પામે છે.

જૈનો જીવને સ્થૂલશરીરજેવડો માને છે, જગત્કર્તા ઇશ્વરને માનતા નથી, સંસારના પદાર્થોને કાલવડે વધતાઘટતા એવા નિત્ય માને છે, ને તીર્થંકર, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એમની ઉપાસનાવડે તથા આત્માના જ્ઞાનવડે ને તપવડે પોતાનાં આઠ પ્રકારનાં કર્મોનો વિલય કરવાથી જીવને મોક્ષ થાય છે એમ સ્વીકારે છે. તેઓ ૧ સુખંસુખં, ૨ સુખં, ૩ સુખંદુઃખં, ૪ દુખંસુખં, ૫ દુઃખં અને ૬ દુઃખંદુઃખં એમ કાલના ૭ આરા (વિભાગ) માને છે. તેઓમાં દિગંબર, (હુમડ,) તપા અને ઢુંઢિયા (સ્થાનકવાસી) આદિ ભેદો છે. તેઓ બ્રાહ્મણોને અને વેદોને પૂજ્ય માનતા નથી, અને વેદોક્ત યજ્ઞોનો તિરસ્કાર કરે છે.

પ્ર૦ ૬ ઠ્ઠો. રામાનુજઆચાર્યના મતનું ટુકામાં નિરૂપણ કરો?

ઉ૦ ૧ વાસુદેવ-ઇશ્વર, ૨ અચિત્-માયા ને ૩ ચિત્-જીવ એ ત્રણ પદાર્થને તે મતવાળા અનાદિઅનંત માને છે. માયા અને જીવના નિયંતા ઇશ્વર છે. જીવ અણુજેવડો છે. ઇશ્વર ૧ અર્ચા, (પ્રતિમા,) ૨ વિભવ, (અવતાર,) ૩ વ્યૂહ, ( ૧ વાસુદેવ, ૨ સંકર્ષણ, ૩ પ્રદ્યુમ્ન ને ૪ અનિરુદ્ધ, ) ૪ સૂક્ષ્મ ( પરબ્રહ્મ ) ને ૫ અંતર્યામી ( જીવમાં રહીને પ્રેરણા કરનાર ) આ પાંચ રૂપે સ્થિત છે. તે સંપ્રદાયવાળાઓને મતે ૧ અભિગમન-ભગવાનના મંદિરમાં વાળવુંલીંપવું ઇત્યાદિ,

૨ ઉપાદાન–ભગવાનની પૂજામાટે ગંધપુષ્પાદિ સામગ્રી ગ્રહણ કરવી, ૩ પૂજા, ૪ સ્વાધ્યાય ને ૫ યોગ–અંતર્યામીનું ધ્યાન–આ પાંચ પ્રકારની ભગવાનની ઉપાસનાઓ છે. એ ઉપાસનાઓ કરવાથી ભક્તના ચિત્તમાં ભક્તિનામના જ્ઞાનનો આવિર્ભાવ થાય છે, અને યોગવડે જ્યારે અહંકારાદિ લય પામી જાય છે ત્યારે ભક્તવત્સલ ભગવાન તે ભક્તને પોતાનુ ધામ આપે છે. ભગવાનમાં પરમપ્રીતિરૂપ ભક્તિસહિત ધ્યાનાદિથી ભગવાનનો સાક્ષાત્કાર, નિર્મલ વૈરાગ્યથી ભક્તિની પ્રાપ્તિ, અંતઃકરણની શુદ્ધિથી વૈરાગ્યનો લાભ, આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ અને અદૃષ્ટ અન્ન જમવારૂપ વિવેકના પાલનથી આહારની શુદ્ધિ થાય છે. તેમનો મત વિશિષ્ટાદ્વૈત એટલે જીવ અને માયારૂપ વિશેષણવાળું અદ્વૈત માનનારો કહેવાય છે.

**પ્ર૦ ૭ મો.** વલ્લભાચાર્યના મતનું ટુંકામાં નિરૂપણ કરો?

ઉ૦ જીવ અણુજેવડો છે, જીવ તથા જગત્ બ્રહ્મના અવિકારિપરિણામરૂપ હોવાથી સત્ છે, ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણ મુમુક્ષુને સેવવાયોગ્ય છે, અને તે નવધા ભક્તિમાંની કોઇ એક ભક્તિવડે ઉપજેલી દશમી પરાભક્તિવડે પ્રસન્ન થાય છે. સેવા બે પ્રકારની છે, ૧ સાધનરૂપ–શરીર અને દ્રવ્યાદિવડે થતી–સેવા, ને ૨ ફલરૂપ–માનસ–સેવા. ગોલોકની પ્રાપ્તિ તે મોક્ષ છે. તેમના મતનું નામ શુદ્ધાદ્વૈત એટલે માયાવિનાનું અદ્વૈત માનનારો મત છે.

**પ્ર૦ ૮ મો.** મધ્વાચાર્યના મતનું ટુંકામાં નિરૂપણ કરો?

ઉ૦ એમને મતે સ્વતંત્ર અને પરતંત્ર એવાં બે તત્ત્વ છે. વિષ્ણુ સ્વતંત્ર તત્ત્વ છે, તથા જીવ અને જડ જગત્ એ પરતંત્ર તત્ત્વ છે. જીવ અણુપરિમાણ અને ભગવાનનો દાસ છે. ભગવાનની સેવા કરવી એજ જીવનું કર્તવ્ય છે. સેવા ત્રણ પ્રકારની છે, ૧ અંકન, ૨ નામકરણ ને

૩ ભજન. ૧ અંકન-ભગવાનનું વારંવાર સ્મરણ થાય તેમાટે શરીર-ઉપર શંખચક્રાદિ નારાયણનાં આયુધોનાં ચિહ્નો કરવાં તે, ૨ નામકરણ-ભગવાનના નામનું વારંવાર સ્મરણ થાય તેમાટે પુત્રાદિનાં કેશવ-કૃષ્ણાદિ નામો પાડવાં તે, અને ૩ ભજન-૧ દયા, ૨ ભગવત્સ્પૃહા, ૩ શ્રદ્ધા, ૪ સત્યવાક્ય, ૫ હિતવાક્ય, ૬ પ્રિયવાક્ય, ૭ સ્વાધ્યાય, ૮ દાન, ૯ પોતાનું અને અન્યનું રક્ષણ ને ૧૦ પૂજા એ દશ પ્રકારની ક્રિયા કરી નારાયણને સમર્પણ કરવી તે.

ભગવાનની સેવાથી ભગવાનની પ્રસન્નતાદ્વારા જીવને વૈકુંઠની પ્રાપ્તિ થાય છે તે તેમને મતે મોક્ષ છે.

**પ્ર૦ ૯ મો.** નિંબાર્કાચાર્યના મતનું સંક્ષેપમાં નિરૂપણ કરો ?

ઉ૦ તેઓ દ્વૈતાદ્વૈતને માને છે. તેઓ વ્યવહારકાલે દ્વૈતનો અને મોક્ષકાલે અદ્વૈતનો અંગીકાર કરે છે. તેમને મતે નવધા ભક્તિમાંની કોઇ એક ભક્તિ કરવાથી વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે તે મોક્ષ છે.

**પ્ર૦ ૧૦ મો.** સ્વામિનારાયણના ( ઉદ્ધવસંપ્રદાયના ) મતનું ટુંકામાં નિરૂપણ કરો ?

ઉ૦ એમને મતે ઇશ્વર, માયા અને જીવ અનાદિઅનંત છે. જીવ અણુજેવડો છે. સાકાર ઇશ્વર અક્ષરધામમાં નિત્ય વિરાજમાન છે. નિષ્કામ, નિર્માન, નિર્લોભ, નિઃસ્નેહ અને નિઃસ્વાદ આ પાંચ વ્રત-માન (વ્રત) પાળી અક્ષરધામમાં રહેલા નારાયણ અથવા તેમના અવતારરૂપ માનેલા સહજાનંદસ્વામીની ઉપાસના કરવાથી જીવને અક્ષરધામની પ્રાપ્તિ થાય છે તે તેમને મતે મોક્ષ છે.

**પ્ર૦ ૧૧ મો.** યાહુદીના મતનું ટુંકામાં નિરૂપણ કરો ?

ઉ૦ યાહુદીલોકો એક ઇશ્વરને માને છે. તેમના પેગંબર ( પર-મેશ્વરભણીથી સંદેશો લાવનાર ) મુસા છે. તેઓ શનિવારને પવિત્ર ગણે

છે. તેમને મતે જીહોવા-ઇશ્વર-જીવને તથા જગતને ઉત્પન્ન કરે છે. નરકમાં જનારા અને સ્વર્ગમાં જનારા જીવોને તે પ્રથમથીજ નક્કી કરે છે. કયામતને દિવસે તેમનો ન્યાય ઇશ્વર કરે છે. પછી પુણ્યવાનને તે કાયમના સ્વર્ગમાં ને પાપીને તે કાયમના નરકમાં મોકલે છે તેમને મતે પુનર્જન્મ નથી. તેઓ નમાજ, રોજા અને સુનતને કર્તવ્યરૂપ માને છે.

પ્ર૦ ૧૨ મો. ખ્રીસ્તીધર્મનું ટુંકામાં નિરૂપણ કરો ?

ઉ૦ તેઓ પિતા, (ઇશ્વર,) પુત્ર (ઇસુ) અને પવિત્ર આત્મા આ ત્રિપુટીને માને છે. એમના મતમાં જ્યારે કોઇને દીક્ષા થાય ત્યારે તેને જલ સંસ્કાર કરવામાં આવે છે, તથા પવિત્ર ભોજન આપવામાં આવે છે. તે ધર્મમાં ત્રણ મુખ્ય પેટા વિભાગ છે, ૧ રોમનકેથલિક, ૨ પ્રોટેસ્ટંટ ને ૩ ગ્રીકચર્ચ. તેઓ બાઇબલને એટલે પુરાતનસ્થાપના અને નવીન-સ્થાપનાને પ્રમાણરૂપ માને છે, તેમાં પણ નવીનસ્થાપનાને તેઓ વધારે પ્રમાણરૂપ માને છે. એ ત્રણ મતમાં પરસ્પર કેટલોક ભેદ છે. રોમન-કેથલિક અને ગ્રીકચર્ચવાળા મરિયમને (ઇસુખ્રીસ્તની માને) મધ્યસ્થ માને છે, પરંતુ પ્રોટેસ્ટંટધર્મવાળા તેમ માનતા નથી. પ્રોટેસ્ટંટ મત માર્ટીન લ્યુથરે ચલાવેલો છે. ખ્રીસ્તીઓ પુણ્યપાપના ફલરૂપે કાયમનું સ્વર્ગનરક માને છે, પુનર્જન્મ માનતા નથી, અને ન્યાયના દિવસે બધા મનુષ્યાદિનો ઇશ્વર ન્યાય કરશે એમ યાહુદીની પેઠે માને છે.

પ્ર૦ ૧૩ મો. મુસલમાનીધર્મનું ટુંકામાં નિરૂપણ કરો ?

ઉ૦ તે લોકો એક ઇશ્વરને તથા મહંમદપેગંબરને માને છે. તેઓ કુરાન અને હદીસને પ્રમાણરૂપ માને છે. હદીસમાં મહંમદપેગંબરનાં વચનો અને તેમની રહેણીકરણીનું વર્ણન છે.

પ્રત્યેક મુસલમાનઉપર પાંચ પ્રકારનું કર્તવ્ય મનાય છે, ૧ કલમો પઢવો, ૨ પાંચ વેલા નમાજ કરવી, ૩ રમજાનમાસમાં રોજા રાખવા, ૪ જદાત આપવી, (મીલકતપર અઢી ટકા ધર્માદો આપવો,) ને ૫

શક્તિ હોય તો હજ (મક્કામદીનાની યાત્રા) કરવી. તેઓ પુનર્જન્મને માનતા નથી. પુણ્યથી કાયમનું સ્વર્ગ અને પાપથી કાયમનુ નરક જીવને મળે છે એમ તેઓ માને છે. કયામતને દિવસે ઇશ્વર બધાનો ન્યાય કરશે એમ તેમનુ માનવું છે. તેમને મતે પણ જીવોને ને જગતને ઇશ્વર ઉત્પન્ન કરે છે.

**પ્ર૦ ૧૪ મો.** જ્યોતિષ્‌નો અર્થ સમજાવો ?

ઉ૦ પ્રકાશવાળી જ્યોતિઓરૂપ સૂર્યાદિ તારાની તથા ગ્રહાદિની આકાશમાં થતી ગતિ તથા તેની પ્રાણીઓપર થનારી અસરનું નિરૂપણ કરનારું શાસ્ત્ર તે જ્યોતિષ્ કહેવાય છે.

**પ્ર૦ ૧૫ મો.** પચાંગનો અર્થ સમજાવો ?

ઉ૦ ૧ તિથિ, ૨ વાર, ૩ નક્ષત્ર, ૪ યોગ અને ૫ કરણ આ પાંચ કાલના અંગોનું જેમાં નિરૂપણ કર્યું હોય તે પંચાંગ કહેવાય છે.

૧ તિથિ પંદર છે, તેમનાં નામો:—પડવે, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ્ઠ, સાતમ, આઠમ, નોમ, દશમ, અગીઆરશ, બારશ, તેરશ, ચૌદશ ને પૂનમ. ( વદિમાં અમાંસ. )

૨ વાર સાત છે, તેમનાં નામો:—૧ સોમ, ૨ મંગલ, ૩ બુધ, ૪ ગુરુ, ૫ શુક્ર, ૬ શનિ ને ૭ રવિ.

૩ નક્ષત્રો ૨૭ છે, તેમનાં નામો:—૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃત્તિકા, ૪ રોહિણી, ૫ મૃગશીર્ષ, ૬ આર્દ્રા, ૭ પુનર્વસુ, ૮ પુષ્ય, ૯ આશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વાફાલ્ગુની, ૧૨ ઉત્તરાફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતિ, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જ્યેષ્ઠા, ૧૯ મૂલ, ૨૦ પૂર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ઠા, ૨૪ શતતારા, ( શતભિષા, ) ૨૫ પૂર્વાભાદ્રપદા, ૨૬ ઉત્તરાભાદ્રપદા ને ૨૭ રેવતી. જો અભિજિત્ ગણીએ તો અઠ્ઠાવીશ નક્ષત્રો થાય છે.

૪ યોગ સત્તાવીશ છે, તેમનાં નામો:—૧ વિષ્કુંભ, ૨ પ્રીતિ, ૩ આયુષ્માન્, ૪ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતિગંડ, ૭ સુકર્મા, ૮ ધૃતિ, ૯ શૂલ, ૧૦ ગંડ, ૧૧ વૃદ્ધિ, ૧૨ ધ્રુવ, ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬ સિદ્ધિ, ૧૭ વ્યતીપાત, ૧૮ વરીયાન્, ૧૯ પરિઘ, ૨૦ શિવ, ૨૧ સિદ્ધ, ૨૨ સાધ્ય, ૨૩ શુભ, ૨૪ શુક્લ, ૨૫ બ્રહ્મ, ૨૬ ઐંદ્ર ને ૨૭ વૈધૃતિ.

૫ કરણ અગીઆર છે, તેમનાં નામો:—૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ૭ વિષ્ટિ, ૮ શકુનિ, ૯ ચતુષ્પદ, ૧૦ નાગ ને ૧૧ કિંસ્તુઘ્ન.

સ્થિરકરણો:—૧ શકુનિ, ૨ ચતુષ્પદ, ૩ નાગ ને ૪ કિંસ્તુઘ્ન. તેમાં પહેલું (શકુનિ) વદિ ૧૪ના ઉત્તરાર્ધમાં આવે, બીજાં બે (ચતુષ્પદ અને નાગ) અમાંસે આવે, અને છેલ્લું (કિંસ્તુઘ્ન) સુદિ ૧ ના પૂર્વાર્ધમાં આવે છે. બાકી ક્રમપૂર્વક એક દિવસમાં બે કરણ આવે છે.

**પ્ર૦ ૧૬ મો.** રાશિનાં નામો અને તેમના સંબંધમાં કાંઇ જાણવાયોગ્ય હોય તે કહો ?

**ઉ૦** ૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ ને ૧૨ મીન. રાશિનાં આ નામો તેમની આકાશમાં દેખાતી આકૃતિપરથી પડેલાં છે.

સવા બબે નક્ષત્રની એક રાશિ થાય છે. સૂર્ય જ્યારે છ રાશિમાં ફરી રહેલા દેખાય ત્યારે એક અયન થાય છે. અયન બે છે, ઉત્તરાયણ અને દક્ષિણાયન. મકરરાશિમાં સૂર્ય પ્રવેશ કરે ત્યારે ઉત્તરાયણનો આરંભ થાય છે. મકરથી મિથુનઆખરસુધી ઉત્તરાયણ ગણાય છે, અને કર્કરાશિમાં સૂર્ય પ્રવેશ કરે ત્યારથી તે ધનરાશિના સૂર્ય પૂરા થાય ત્યાંસુધી દક્ષિણાયન ગણાય છે.

ધનાર્ક (ધનારખ) એટલે ધનસંક્રાંતિમાં સૂર્ય હોય તે. મીનાર્ક (મીનારખ) એટલે મીનસંક્રાંતિમાં સૂર્ય હોય તે. આ બે રાશિમાં સૂર્ય હોય ત્યારે (ધનારખમાં અને મીનારખમાં) હિંદુ લોકો બહુધા અમુક શુભ કર્મો કરતા નથી.

**પ્ર૦ ૧૭ મો.** એક અધિકમાસપછી બીજો અધિકમાસ કેટલા સમયમાં આવે ? અને તે આવવાનું કારણ તથા અગત્યના ગ્રહોનુ વર્ણન ને ઋતુઓનાં નામો કહો ?

ઉ૦ આશરે ૩૨ માસ અને ૧૬ દિવસે ફરીને અધિકમાસ આવે છે. તે માસમાં સંક્રાંતિ હોતી નથી. ચાંદ્રવર્ષનું સૌરવર્ષ કરવા-માટે તે લાવવામાં આવે છે. ચાંદ્રવર્ષ લગભગ ૩૫૪ દિવસનું થાય છે, અને સૌરવર્ષ લગભગ ૩૬૫I દિવસનું થાય છે.

પૃથ્વીમંડલ ચંદ્રમંડલથી આશરે ઓગણપચાસગણું મોટું છે, અને સૂર્યમંડલ પૃથ્વીમંડલથી આશરે તેર લાખગણું મોટું છે. ગ્રહોમાં સૌથી મોટો ગ્રહ ગુરુ છે, પરંતુ તે પૃથ્વીથી ઘણે દૂર છે તેથી નાનો અને થોડો તેજસ્વી લાગે છે, અને શુક્ર તેથી નાનો છે, પરંતુ તે પૃથ્વીની સમીપ છે તેથી તે ગુરુકરતાં મોટો અને તેજસ્વી લાગે છે.

ઋતુઓ ૬ છે, ૧ વસંત, ૨ ગ્રીષ્મ, ૩ વર્ષા, ૪ શરદ, ૫ હેમંત ને ૬ શિશિર. ફાગણથી બબ્બે માસની એકએક ઋતુ ક્રમથી ગણાય છે. બબ્બે સંક્રાંતિની પણ એકએક ઋતુ ગણાય છે.

---

# प्रकरण ६ ठुं.

---

## ધર્મશાસ્ત્રનો તથા પુરાણનો વિચાર.

**પ્ર૦ ૧ લો.** બ્રહ્માંડમાં લોક કેટલા અને કયા કયા છે તે કહો ?

ઉ૦ લોક સાત છે, ૧ ભૂર, ૨ ભુવર્, ૩ સ્વર્ ૪ મહર્, ૫ જન, ૬ તપ ને ૭ સત્ય. જો સાત પાતાલ ગણીએ તો ચૌદ લોક થાય.

પ્ર૦ ૨ જો. સાત દ્વીપોના નામો કહો ?

ઉ૦ ૧ જંબુદ્વીપ, ૨ પ્લક્ષદ્વીપ, ૩ શાલ્મલિદ્વીપ, ૪ કુશદ્વીપ, ૫ ક્રૌંચદ્વીપ, ૬ શાકદ્વીપ ને ૭ પુષ્કરદ્વીપ.

પ્ર૦ ૩ જો. સાત સમુદ્રોનાં નામો કહો ?

ઉ૦ ૧ લવણોદધિ, ૨ ઇક્ષુરસોદધિ, (શેરડીના રસનો સમુદ્ર,) ૩ સુરોદધિ, (દારૂનો સમુદ્ર,) ૪ ઘૃતોદધિ, (ઘીનો સમુદ્ર,) ૫ દધિમંડોદધિ, (વલોવેલા દહીનો સમુદ્ર,) ૬ ક્ષીરોદધિ (દૂધનો સમુદ્ર) ને ૭ સ્વાદૂદકોદધિ. (મીઠા પાણીનો સમુદ્ર.)

પ્ર૦ ૪ થો. પાતાલ કેટલાં અને કયાં કયાં છે તે કહો ?

ઉ૦ પાતાલ સાત છે, ૧ અતલ, ૨ વિતલ, ૩ સુતલ, ૪ તલાતલ, ૫ મહાતલ, ૬ રસાતલ ને ૭ પાતાલ.

પ્ર૦ ૫ મો. ચાર ખાણોનાં નામ કહો ?

ઉ૦ ૧ ઉદ્‌ભિજ્જ, ( ભૂમિ ફાડીને બહાર નીકળનાર વૃક્ષાદિ, ) ૨ સ્વેદજ, ( પરસેવામાંથી ઉત્પન્ન થનારાં જૂં આદિ, ) ૩ અંડજ ( ઇંડામાંથી ઉત્પન્ન થનાર પક્ષી આદિ ) ને ૪ જરાયુજ. ( ઓરમાંથી ઉત્પન્ન થનાર માણસ ને પશુ આદિ. )

પ્ર૦ ૬ ઠો. મહાપાપોની સંખ્યા ને તેમનાં નામો કહો ?

ઉ૦ મહાપાપો પાંચ છે, ૧ બ્રહ્મહત્યા કરવી, ૨ ગોળનો લોટનો ને મહુડાનો બનાવેલો દારૂ પીવો, ૩ ગુરુની સ્ત્રીનો સમાગમ કરવો, ૪ સોનું ચોરવું, ને ૫ પૂર્વોક્ત ચાર મહાપાપ કરનારાની સાથે એક વર્ષસુધી ખાવાપીવા આદિનો વ્યવહાર રાખવો.

**પ્ર૦ ૭ મો.** ઉપપાતકોની સંખ્યા ને તેમાંનાં મુખ્ય ઉપપાતકોનાં નામો કહો ?

ઉ૦ ઉપપાતકો ૪૯ છે, ૧ સ્ત્રીનો વધ કરવો, ૨ ક્ષત્રિયનો વધ કરવો, ૩ વૈશ્યનો વધ કરવો, ૪ શૂદ્રનો વધ કરવો, ૫ ગાયનો વધ કરવો, ૬ વ્યભિચાર કરવો, ૭ ગુરુની સેવા ન કરવી, ૮ માતાની સેવા ન કરવી, ૯ પિતાની સેવા ન કરવી, ૧૦ સર્વદા બ્રહ્મયજ્ઞ ન કરવો, ૧૧ પુત્રનાં ભરણપોષણાદિ ન કરવાં, ૧૨ તળાવ વેચવું, ૧૩ બાગ વેચવો, ૧૪ સ્ત્રી વેચવી, ૧૫ બાળક વેચવાં, ૧૬ ભાઇનો ત્યાગ કરવો, ૧૭ અભક્ષ્યનું ભક્ષણ કરવું, ૧૮ અન્નાદિનો નાશ કરવો, ૧૯ ઇંધનમાટે લીલાં ઝાડ કાપવા, ૨૦ નિષિદ્ધ પદાર્થો વેચવા, ૨૧ સ્ત્રી આદિથી આજીવિકા ચલાવવી, ૨૨ રૂપા આદિની ચોરી કરવી, ને ૨૩ નાસ્તિકતા રાખવી એ મુખ્ય ઉપપાતકોનાં નામો છે.

**પ્ર૦ ૮ મો.** મહાપાપોથી ને ઉપપાતકોથી દૂર રહેવામાં શો હેતુ છે ?

ઉ૦ મહાપાપોમા તથા ઉપપાતકોમાં પ્રવૃત્તિ કરવાથી અંતઃકરણમાં પાપસંસ્કાર એકત્ર થવાથી તે મલિન થઇ જાય છે, ને એવું મલિન અંતઃકરણ શુદ્ધવ્યવહાર તથા મોક્ષસાધનોમાં પ્રવૃત્તિ કરવાની યોગ્યતાવાળું રહેતું નથી માટે સમજુએ બંને પ્રકારનાં પાતકોથી દૂર રહેવું ઉચિત છે.

**પ્ર૦ ૯ મો.** મુખ્ય નરકોનાં નામો કહો ?

ઉ૦ ૧ અવિચિ, ૨ મહાકાલ, ૩ અંબરીષ, ૪ રૌરવ, ૫ મહારૌરવ, ૬ કાલસૂત્ર ને ૭ અંધતામિસ્ર. આ લોકમાં ન ભોગવી શકાય એવાં પાપોનું ફલ ભોગવવાનાં સ્થાનો તે નરક કહેવાય છે.

**પ્ર૦ ૧૦ મો.** સાત મહર્ષિઓનાં નામો કહો ?

ઉ૦ ૧ ભૃગુ, ૨ મરીચિ, ૩ અત્રિ, ૪ પુલસ્ત્ય, ૫ પુલહ, ૬ ક્રતુ ને ૭ વસિષ્ઠ.

**પ્ર૦ ૧૧ મો.** બ્રહ્માના ચાર માનસપુત્રોનાં નામો કહો ?

ઉ૦ ૧ સનક, ૨ સનંદન, ૩ સનાતન ને ૪ સનત્કુમાર.

**પ્ર૦ ૧૨ મો.** બાર આદિત્યોનાં નામો કહો ?

ઉ૦ ૧ ધાતા, ૨ મિત્ર, ૩ અર્યમા, ૪ રુદ્ર, ૫ વરુણ, ૬ સૂર્ય, ૭ ભગ, ૮ વિવસ્વાન્, ૯ પૂષા, ૧૦ સવિતા, ૧૧ ત્વષ્ટા ને ૧૨ વિષ્ણુ.

**પ્ર૦ ૧૩ મો.** અગીઆર રુદ્રોનાં નામો કહો ?

ઉ૦ ૧ અજૈકપાત્, ૨ અહિર્બુધ્ન, ૩ વિરૂપાક્ષ, ૪ સુરેશ્વર, ૫ જયંત, ૬ બહુરૂપ, ૭ ત્ર્યંબક, ૮ અપરાજિત, ૯ વૈવસ્વત, ૧૦ સાવિત્ર ને ૧૧ હર. ( શંકર. )

**પ્ર૦ ૧૪ મો.** આઠ વસુઓનાં નામો કહો ?

ઉ૦ ૧ ધર, ૨ ધ્રુવ, ૩ સોમ, ૪ અહ અથવા વિષ્ણુ વા સાવિત્ર, ૫ અનિલ, ૬ અનલ, ૭ પ્રત્યુષ ને ૮ પ્રભાસ.

**પ્ર૦ ૧૫ મો.** ચૌદ મનુઓનાં નામો કહો ?

ઉ૦ ૧ સ્વાયંભુવ, ૨ સ્વારોચિષ, ૩ ઔત્તમિ, ૪ તામસ, ૫ રૈવત, ૬ ચાક્ષુષ, ૭ વૈવસ્વત્ ૮ સાવર્ણિ, ૯ દક્ષસાવર્ણિ, ૧૦ બ્રહ્મ-સાવર્ણિ, ૧૧ ધર્મસાવર્ણિ, ૧૨ ઇંદ્રસાવર્ણિ, ૧૩ દેવસાવર્ણિ ને ૧૪ રુદ્રસાવર્ણિ.

**પ્ર૦ ૧૬ મો.** સૂર્યની બાર કલાઓનાં, ચંદ્રની સોળ કલાઓનાં ને અગ્નિની દશ કલાઓનાં નામો કહો ?

ઉ૦ ૧ તપિની, ૨ તાપિની, ૩ ધૂમ્રા, ૪ મરીચિ, ૫ જ્વાલિ-ની, ૬ રુચિ, ૭ સુષુમ્ણા, ૮ ભોગદા, ૯ વિશ્વા, ૧૦ બોધિની, ૧૧ ધારિણી ને ૧૨ ક્ષમા એ સૂર્યની બાર કલાઓનાં નામો છે. ૧ અમૃતા, ૨ માનદા, ૩ પૂષા, ૪ પુષ્ટિ, ૫ તુષ્ટિ, ૬ રતિ, ૭ ધૃતિ, ૮ શશિની, ૯ ચંદ્રિકા, ૧૦ કાન્તિ, ૧૧ જ્યોત્સ્ના, ૧૨ શ્રી, ૧૩ પ્રીતિ,

૧૪ અંગદા, ૧૫ પૂર્ણા ને ૧૬ પૂર્ણામૃતા એ ચંદ્રની સોળ કલાઓના નામો છે. ૧ધૂમ્રા, ૨ અર્ચિ, ૩ ઊષ્મા, ૪ જ્વલિની, ૫ જ્વાલિની, ૬ વિસ્ફુલિંગિની, ૭ સુશ્રી, ૮ સુરૂપા, ૯ કપિલા ને ૧૦ હવ્યકવ્યવહે એ અગ્નિની દશ કલાઓનાં નામો છે.

પ્ર૦ ૧૭ મો. બાર સાધ્યદેવોનાં નામો કહો ?

ઉ૦ ૧ મન, ૨ મંતા, ૩ પ્રાણ, ૪ નર, ૫ અપાન, ૬ વીર્યવાન્, ૭ વિનિર્ભય, ૮ નય, ૯ દંસ, ૧૦ નારાયણ, ૧૧ વૃષ ને ૧૨ પ્રભુ..

પ્ર૦ ૧૮ મો. દશ વિશ્વેદેવાનાં નામો કહો ?

ઉ૦ ૧ ક્રતુ, ૨ દક્ષ, ૩ વસુ, ૪ સત્ય, ૫ કામ, ૬ કાલ, ૭ ધ્વનિ, ૮ રોચક, ૯ આર્દ્રવા ને ૧૦ પુરૂરવા.

પ્ર૦ ૧૯ મો. શબ્દ કેટલા પ્રકારના અને તે કયા કયા તે કહો ?

ઉ૦ શબ્દના બે પ્રકાર છે, ૧ વર્ણરૂપ ( કકારાદિ અક્ષરરૂપ ) ને ૨ ધ્વનિરૂપ.

પ્ર૦ ૨૦ મો. નવ પ્રકારના રસનાં નામો કહો ?

ઉ૦ ૧ શૃંગાર, ૨ વીર, ૩ કરુણા, ૪ અદ્‌ભુત, ૫ હાસ્ય, ૬ ભયાનક, ૭ બીભત્સ, ૮ રૌદ્ર ને ૯ શાંત.

પ્ર૦ ૨૧ મો. ધ્વનિ કેટલા પ્રકારના, ને તે કયા કયા તે કહો ?

ઉ૦ ધ્વનિ સાત પ્રકારના છે, ૧ ષડ્જ, ૨ ઋષભ, ૩ ગાંધાર, ૪ મધ્યમ, ૫ પંચમ, ૬ ધૈવત ને ૭ નિષાદ. આ સાત સ્વરના આદિનો એક એક અક્ષર તે સા, રી, ગ, મ, પ, ધ, નિ છે.

પ્ર૦ ૨૨ મો. ત્રણ પ્રકારના સંવાદનાં નામ અને તેમનાં સ્વરૂપ કહો ?

ઉ૦ ૧ વાદ, ૨ જલ્પ ને ૩ વિતંડા એ સંવાદનાં નામો છે.

૧ વાદ—તત્ત્વનો નિર્ણય કરવામાટે જિજ્ઞાસુ અને જ્ઞાનીનો યુક્તિ અને પ્રમાણસહિત જે સંવાદ તે.

૨ જલ્પ-સત્યનો નિર્ણય કરવામાટે નહિ, કિંતુ એકબીજાનો પરાજય કરવામાટે પ્રમાણ અને યુક્તિથી પંડિતો પરસ્પરમાં જે સંવાદ કરે તે.

૩ વિતંડા-એકબીજાના પક્ષમાં દૂષણ આપવામાટે મૂર્ખોનો યુક્તિરહિત ને પ્રમાણરહિત જે સંવાદ તે.

**પ્ર૦ ૨૩ મો.** વિશેષનું સ્વરૂપ કહો ?

**ઉ૦** એક પદાર્થ બીજા પદાર્થથી ભિન્ન છે એવું જ્ઞાન ઉપજાવનાર જે હેતુ તે વિશેષ. (પદાર્થમાં રહેલ અસાધારણ ધર્મ તે વિશેષ.)

**પ્ર૦ ૨૪ મો.** ક્રિયાનાં (કર્મનાં) પાંચ પ્રકારનાં ફલ કહો ?

**ઉ૦** ૧ ઉત્પત્તિ, ૨ નાશ, ૩ પ્રાપ્તિ, ૪ વિકાર ને ૫ સંસ્કાર. તેમાં સંસ્કારના બે પ્રકાર છે, ૧ ગુણાધાન ને ૨ દોષાપનયન.

૧ ગુણાધાન—વસ્તુમાં ગુણો લાવવા, જેમ વસ્ત્રને રંગથી રંગવું.

૨ દોષાપનયન—વસ્તુમાંથી દોષોને દૂર કરવા, જેવી રીતે મલિન વસ્ત્રને ધોઇ સ્વચ્છ કરવામાં આવે છે.

મોક્ષમાં ક્રિયા એટલે કર્મનો કોઇ પણ પ્રકારનો સાક્ષાત્ ઉપયોગ નથી.

**પ્ર૦ ૨૫ મો.** આપ્તપુરુષનાં લક્ષણ કહો ?

**ઉ૦** જે પુરુષ ભ્રાંતિ, પ્રમાદ, વંચનેચ્છા ( ઠગવાની ઇચ્છા ) અને ઇંદ્રિયશૈથિલ્યથી ( બુદ્ધિ આદિના જાડાપણાથી ) રહિત હોય તેને આપ્તપુરુષ કહે છે.

**પ્ર૦ ૨૬ મો.** શાસ્ત્ર, ભાષ્ય, વાર્તિક અને ટીકાનું સ્વરૂપ કહો ?

**ઉ૦** ૧ અજ્ઞાત અને અબાધિત અર્થને જણાવનારાં જે વચનો તેને શાસ્ત્ર કહે છે.

૨ મૂલ લેખના અર્થને જણાવનારો તથા મૂલ લેખઉપર પોતે લખેલા કઠણ શબ્દને તથા વિચારને સ્પષ્ટ કરનારો જે લેખ તેને ભાષ્ય કહે છે.

૩ ભાષ્યમાં કહેલી, નહિ કહેલી તથા પુનઃ કહેલી વાતને સ્પષ્ટ કરનારો જે ગદ્યરૂપ અથવા પદ્યરૂપ લેખ તેને વાર્તિક કહે છે.

૪ મૂલ લેખને સુસ્પષ્ટ કરી જણાવનારો તથા કઠિન પદના અર્થો જણાવનારો જે લેખ તેને ટીકા કહે છે.

**પ્ર૦ ૨૭ મો.** આતતાયીનાં લક્ષણ કહો ?

**ઉ૦** અગ્નિ લગાડનાર, વિષ દેનાર, હાથમાં શસ્ત્ર લઈ મારવા આવનાર, ધન લઈ લેનાર, ને ભૂમિનુ તથા સ્ત્રીનુ હરણ કરનાર તેને આતતાયી કહે છે.

**પ્ર૦ ૨૮ મો.** મહારથી, અતિરથી, રથી અને અર્ધરથીના લક્ષણ કહો ?

**ઉ૦** દશ હજાર શત્રુઓસાથે જે એકલો યુદ્ધ કરે, અને પોતાનું, રથનું તથા સારથિનું રક્ષણ કરે, તેમજ એ વિષયના શાસ્ત્રમાં કુશલ હોય તે મહારથી કહેવાય છે, અપાર શત્રુઓસાથે જે એકલો યુદ્ધ કરે ને એ વિષયના શાસ્ત્રમાં પ્રવીણ હોય તે અતિરથી, એક શત્રુસાથે યુદ્ધ કરે તે રથી, ને તેનાથી જે ન્યૂન તે અર્ધરથી કહેવાય છે.

**પ્ર૦ ૨૯ મો.** યુગ કેટલા છે ? તેમનાં નામો કહો ? અને પ્રત્યેક યુગમાં ઈશ્વરની પ્રસન્નતા મેળવવાનો સુલભમાર્ગ શાસ્ત્રે કયો વિધાન કરેલો છે તે કહો ?

**ઉ૦** યુગ ચાર છે, ૧ સત્યયુગ, ૨ ત્રેતાયુગ, ૩ દ્વાપરયુગ ને ૪ કલિયુગ એ તેમનાં નામો છે.

સત્યયુગમાં તપ, યોગ ને તત્ત્વવિચાર; ત્રેતામાં યજ્ઞયાગાદિ; દ્વાપરમાં ઉપાસના, પરમાત્માનું આરાધન તથા પૂજા; અને કલિયુગમા દાન તથા ઈશ્વરના નામનું સ્મરણ એ સુલભમાર્ગ ઈશ્વરની પ્રસન્નતા મેળવવામાટે શાસ્ત્રે વિધાન કરેલા છે.

**પ્ર૦ ૩૦ મો.** વિદ્યાનાં અઢાર પ્રસ્થાનનાં નામો કહો?

ઉ૦ ચાર વેદ, ચાર ઉપવેદ, ૭ વેદાંગ, ન્યાય, ધર્મશાસ્ત્રો, પુરાણો અને મીમાંસા એ વિદ્યાનાં અઢાર પ્રસ્થાનનાં નામો છે. કોઇ ઠેકાણે ચૌદ વિદ્યા ગણવામાં આવે છે, ત્યા ચાર ઉપવેદનો વેદમાં સમાવેશ કરતાં ચૌદની ગણત્રી થાય છે.

**પ્ર૦ ૩૧ મો.** પુરાણો કેટલાં, તેમના નામો અને તેઓમાંનો મુખ્ય વિષય જણાવો ?

ઉ૦ પુરાણો ૧૮ છે, તેમનાં નામોઃ—૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મ પુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪ શિવપુરાણ, ૫ ભાગવતપુરાણ, ૬ નારદીયપુરાણ, ૭ માર્કંડેયપુરાણ, ૮ અગ્નિપુરાણ, ૯ ભવિષ્યપુરાણ, ૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ, ૧૧ લિંગપુરાણ, ૧૨ વરાહપુરાણ, ૧૩ સ્કંદપુરાણ, ૧૪ વામનપુરાણ, ૧૫ કૂર્મપુરાણ, ૧૬ મત્સ્યપુરાણ, ૧૭ ગરુડપુરાણ ને ૧૮ બ્રહ્માંડપુરાણ. તે પુરાણમાંનો મુખ્ય વિષય જ્ઞાન અને ઉપાસનાનો છે. વળી તેઓમાં સૃષ્ટિની મુખ્ય ઉત્પત્તિ, અવાંતર ઉત્પત્તિ, ભરતખંડના રાજાઓના વંશો, મન્વંતરો અને તે રાજાઓના વંશમા થઇ ગયેલા પ્રસિદ્ધ પુરુષોનાં ચરિત્રો આ પાચ વિષયોનું પણ નિરૂપણ કરેલું હોય છે.

**પ્ર૦ ૩૨ મો.** ઉપપુરાણોની સંખ્યા, નામો અને તેઓમાંનો વિષય કહો ?

ઉ૦ ઉપપુરાણો ૧૮થી વધારે છે અઢાર ઉપપુરાણોનાં નામોઃ- ૧ સનત્કુમાર, ૨ નારસિંહ, ૩ વાયવીય, ૪ શિવધર્મ, ૫ આશ્ચર્ય, ૬ નારદીય, ૭ નંદિકેશ્વર, ૮ કપિલ, ૯ માનવ, ૧૦ ઉશનસ, ૧૧ બ્રહ્માંડ, ૧૨ વરુણ, ૧૩ સૂર્ય, ૧૪ મહેશ્વર, ૧૫ કાલિકા, ૧૬ સાંબ, ૧૭ પારાશર ને ૧૮ ભાગવત.

તેઓમાંનો વિષય પુરાણના જેવો છે.

**પ્ર૦ ૩૩ મો.** સ્મૃતિઓનો મુખ્ય વિષય, તેમની સંખ્યા અને મુખ્ય સ્મૃતિઓનાં નામો કહો ?

ઉ૦ સ્મૃતિઓમાં ચાર વર્ણના અને ચાર આશ્રમના ધર્મોનું નિરૂપણ હોય છે, તથા રાજાઓના ધર્મો અને પ્રાયશ્ચિત્તાદિનું પણ તેઓમાં નિરૂપણ હોય છે. સ્મૃતિઓ આશરે ત્રીશેક છે, તેમા ૧ મનુ, ૨ યાજ્ઞવલ્કય ને ૩ પરાશર આ ત્રણ સ્મૃતિઓ મુખ્ય છે.

**પ્ર૦ ૩૪ મો.** ચાર વેદોનાં બ્રાહ્મણો કહો?

ઉ૦ ઋગ્વેદનાં ઐતરેય, શાંખાયન અને કૌષીતકિબ્રાહ્મણ છે, કૃષ્ણયજુર્વેદનું તૈત્તિરીયબ્રાહ્મણ છે, શુક્લયજુર્વેદનુ શતપથબ્રાહ્મણ છે, સામવેદનાં પ્રૌઢ આદિ ૮ બ્રાહ્મણ છે, ને અથર્વવેદનું ગોપથબ્રાહ્મણ છે.

**પ્ર૦ ૩૫ મો.** ચાર વેદોની શાખાઓ કહો ?

ઉ૦ ઋગ્વેદની શાકલ્યાદિ ૨૧ શાખાઓ છે, કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયાદિ ૮૬ શાખાઓ છે, શુક્લયજુર્વેદની માધ્યન્દિની આદિ ૧૫ શાખાઓ છે, સામવેદની કૌથુમ આદિ ૧૦૦૦ શાખાઓ છે, ને અથર્વવેદની પિપ્પલ આદિ ૯ શાખાઓ છે.

**પ્ર૦ ૩૬ મો.** ચાર વેદોનું પરિમાણ કહો ?

ઉ૦ ઋગ્વેદમાં ૧૦૪૦૨ ઋચાઓ છે, કૃષ્ણયજુર્વેદમાં ૧૮૦૦૦ મન્ત્રો છે, શુક્લયજુર્વેદમાં ૧૯૭૫ મંત્રો છે, સામવેદમાં ૧૫૪૯ ઋચાઓ છે, અને અથર્વવેદમાં ૧૨૩૦૦ મંત્રો છે. ઋચાઓ બહુધા પદ્યરૂપ હોય છે, ને મંત્રો બહુધા ગદ્યરૂપ હોય છે.

**પ્ર૦ ૩૭ મો.** વેદનાં અંગો કેટલાં, કયા કયા અને તેમનાં સ્વરૂપો કહો?

ઉ૦ વેદનાં અંગો ૭ છે, ૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ નિરુક્ત, ૪ જ્યોતિષ, ૫ છંદ ને ૬ વ્યાકરણ.

૧ શિક્ષા—અક્ષરોનુ ઉચ્ચારણ મુખમાંના કયા કયા સ્થાનમાંથી કરવું એ શીખવનારી વિદ્યા, ૨ કલ્પ—યજ્ઞયાગાદિ કેવી રીતે કરવા તે શીખવનારી વિદ્યા, ૩ નિરુક્ત—વેદના કઠણ મંત્રોના ને પદોના અર્થ સમજાવનારું શાસ્ત્ર, ૪ જ્યોતિષ—ગ્રહોનુ તથા નક્ષત્રાદિનું સ્વરૂપ તથા તેમની ગતિ આદિ જણાવનારી વિદ્યા, ૫ છંદ—પિંગલશાસ્ત્ર ને ૬ વ્યાકરણ—શુદ્ધ બોલવાની તથા શુદ્ધ લખવાની વિદ્યા.

**પ્ર૦ ૩૮ મો.** ઉપવેદ કેટલા, કયા કયા તે તેમના વિષયસહિત કહો ?

**ઉ૦** ઉપવેદ ચાર છે, ૧ આયુર્વેદ, ૨ ધનુર્વેદ, ૩ ગાંધર્વવેદ ને ૪ અર્થવેદ.

૧ આયુર્વેદ એ ઋગ્વેદનો ઉપવેદ છે, તેમાં વૈદકસંબંધી વર્ણન છે, ૨ ધનુર્વેદ એ યજુર્વેદનો ઉપવેદ છે, તેમા શસ્ત્રઅસ્ત્રાદિસંબંધી વર્ણન છે, ૩ ગાંધર્વવેદ એ સામવેદનો ઉપવેદ છે, તેમાં ગાયનસંબંધી વર્ણન છે, ને ૪ અર્થવેદ એ અથર્વવેદનો ઉપવેદ છે, તેમાં દ્રવ્ય સંપાદન કરવાના ઉપાયોનું વર્ણન છે.

**પ્ર૦ ૩૯ મો.** ૭ દર્શનનાં નામો, તેમના કર્તાના નામો અને પ્રત્યેકનો મુખ્ય વિષય કહો ?

**ઉ૦** ૧ ન્યાય, ૨ વૈશેષિક, ૩ સાંખ્ય, ૪ યોગ, ૫ પૂર્વમીમાંસા ને ૬ ઉત્તરમીમાંસા એ ૭ દર્શનનાં નામો છે; અને ૧ શ્રીગૌતમ ૨ શ્રીકણાદ, ૩ શ્રીકપિલ, ૪ શ્રીપતંજલિ, ૫ શ્રીજૈમિનિ ને ૬ શ્રીવ્યાસ એ ક્રમથી ન્યાયાદિ ૭ દર્શનોના કર્તાનાં નામો છે.

ન્યાયદર્શનમાં ૧૬ પદાર્થોનું, વૈશેષિકદર્શનમાં ૭ પદાર્થોનું, સાંખ્યદર્શનમાં પ્રકૃતિ અને પુરુષનું, યોગદર્શનમાં ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાના ઉપાયોનું, પૂર્વમીમાંસામાં વૈદિકકર્મનુ અને ઉત્તરમીમાંસામાં જીવબ્રહ્મના અભેદનું નિરૂપણ કરેલું છે.

**પ્ર૦ ૪૦ મો.** ન્યાયદર્શનમા જે ૧૬ પદાર્થોનું નિરૂપણ કરેલુ છે તેમનાં નામો કહો ?

ઉ૦ ૧ પ્રમાણ, ૨ પ્રમેય, ૩ સંશય, ૪ પ્રયોજન, ૫ દૃષ્ટાંત, ૬ સિદ્ધાંત, ૭ અવયવ, ૮ તર્ક, ૯ નિર્ણય, ૧૦ વાદ, ૧૧ જલ્પ, ૧૨ વિતંડા, ૧૩ હેત્વાભાસ, ૧૪ છલ, ૧૫ જાતિ ને ૧૬ નિગ્રહસ્થાન.

**પ્ર૦ ૪૧ મો.** વૈશેષિકદર્શનમાં જે ૭ પદાર્થોનુ નિરૂપણ કરેલું છે તેમનાં નામો બોલો ?

ઉ૦ ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ સમવાય, ૬ અભાવ ને ૭ વિશેષ.

**પ્ર૦ ૪૨ મો.** વૈશેષિકદર્શનમાંના સાત પદાર્થોમાંથી દ્રવ્યનું સ્વરૂપ, સંખ્યા ને તેમના નામો કહો ?

ઉ૦ ગુણનો આશ્રય હોય તે દ્રવ્ય કહેવાય છે. દ્રવ્ય નવ છે, તેમનાં નામો - ૧ પૃથ્વી, ૨ જલ, ૩ તેજ, ૪ વાયુ, ૫ આકાશ, ૬ દિશા, ૭ કાલ, ૮ મન ને ૯ આત્મા.

**પ્ર૦ ૪૩ મો.** ન્યાયમતમાં કર્મ કેટલાં અને કયાં કયાં છે?

ઉ૦ ન્યાયમતમાં પાંચ કર્મ છે, ૧ ઉત્ક્ષેપણ-ઉચે ફેંકવું, ૨ અપક્ષેપણ-નીચે ફેકવું, ૩ આકુંચન-સંકેચવું, ૪ પ્રસારણ-ફેલાવવું ને ૫ ગમન-જવું.

**પ્ર૦ ૪૪ મો.** સામાન્યના અને સમવાયના અર્થ અને પ્રકાર કહો ?

ઉ૦ સામાન્ય એટલે જાતિ, તેના બે પ્રકાર છે, ૧ પર (અસ્તિત્વ) ને ૨ અપર. (ઘટત્વ આદિ.)

તાદાત્મ્યરૂપ નિત્ય સંબંધ સમવાય કહેવાય છે, જેમ ૧ જાતિ અને વ્યક્તિનો સંબંધ, ૨ કર્તા અને કર્મનો સંબંધ, ૩ ગુણ અને ગુણીનો સંબંધ ને ૪ કાર્ય અને ઉપાદાનકારણનો સંબંધ. આ બધાનો તાદાત્મ્યરૂપ (એકપણારૂપ) નિત્ય સંબંધ છે.

**પ્ર૦ ૪૫ મો.** વૈશેષિકદર્શનમાં અને ન્યાયદર્શનમાં કેટલા ગુણો માનેલા છે ?

ઉ૦ તે દર્શનોમાં રૂપથી સંસ્કારપર્યંત ૨૪ ગુણો માનેલા છે.

**પ્ર૦ ૪૬ મો.** યજ્ઞના ચાર વેદના મુખ્ય ઋત્વિજોનાં નામો અને તેમનાં કામો કહો ?

ઉ૦ ઋગ્વેદનો ઋત્વિજ્ હોતા કહેવાય છે, અને તેનું કામ દેવોનું આવાહન કરવાનું છે. આવાહન-બોલાવવું. યજુર્વેદનો ઋત્વિજ અધ્વર્યુ કહેવાય છે, અને તેનું કામ આવેલા દેવોને આહુતિઓ આપવાનું છે. સામવેદનો ઋત્વિજ્ ઉદ્‌ગાતા કહેવાય છે, અને તેનું કામ આવેલા દેવોને ગાયન આદિથી પ્રસન્ન કરવાનું છે. અથર્વવેદનો ઋત્વિજ્ બ્રહ્મા કહેવાય છે, અને તેનું કામ ઉપરના ત્રણે ઋત્વિજો પોતપોતાનું કામ યથાયોગ્ય કરે છે કે નહિ તે પર ધ્યાન આપવાનું છે.

**પ્ર૦ ૪૭ મો.** સંન્યાસના પ્રકારનું નિરૂપણ કરો ?

ઉ૦ સંન્યાસના પ્રકાર બે છે, ૧ વિવિદિષાસંન્યાસ ને ૨ વિદ્વત્સંન્યાસ.

૧ વિવિદિષાસંન્યાસ-પરમતત્ત્વને જાણવામાટે જે સંન્યાસ ગ્રહણ કરવામાં આવે છે તે.

૨ વિદ્વત્સંન્યાસ-ચિત્તની શાંતિમાટે તત્ત્વજ્ઞાની જે સંન્યાસ ગ્રહણ કરે છે તે. વિદ્વત્સંન્યાસીનાં બાહ્યચિહ્ન ને આચાર પરમહંસજેવાં અથવા અવ્યક્ત હોય છે.

વિવિદિષાસંન્યાસીના ચાર પ્રકાર છે. તેમનાં નામોઃ—૧ કુટિચક, ૨ બહૂદક, ૩ હંસ ને ૪ પરમહંસ.

**૧ કુટિચક**—વૃદ્ધાવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરી પોતાના ઘરના કોઇ એક ભાગમાં કે ગામબહાર સ્થિતિ કરનારો સંન્યાસી. આ

સંન્યાસમાં શિખાસૂત્રનો ત્યાગ કરવામાં આવતો નથી. માત્ર કાષાય વસ્ત્ર ( ભગવાં લૂગડાં ) ધારણ કરવામાં આવે છે. તે ત્રણ દંડ રાખે છે

૨ બહૂદક–બહુ+ઉદક–ઘણા પાણીમાં સ્નાન કરનાર–શરીરમ સામર્થ્ય હોવાથી જે સંન્યાસી ઘણાં તીર્થોમાં ભ્રમણ કરે તે. તેને વેષ પણ કુટિચકના જેવો હોય છે. તે પણ ત્રણ દંડ રાખે છે.

૩ હંસ—જે સંન્યાસી પ્રણવનો જપ કરે છે તે. આ સંન્યાસમ શિખાનો ત્યાગ હોય છે, અને સૂત્ર તથા એક દંડ રાખવામાં આવે છે

૪ પરમહંસ—જનોઈ અને શિખાનો ત્યાગ કરી તથ એક દંડ રાખી માત્ર વેદાંતના શ્રવણાદિમાટે જેણે સંન્યાસ ગ્રહણ કરેલો છે એવો.

પ્ર૦ ૪૮ મો. પ્રલયના પ્રકાર, તેમનાં નામો અને સ્વરૂપ કહો?

ઉ૦ પ્રલય ચાર પ્રકારના છે, ૧ નિત્ય, ૨ નૈમિત્તિક, ૩ પ્રાકૃત ને ૪ આત્યંતિક.

૧ નિત્યપ્રલય—નિત્ય ક્ષણે ક્ષણે મનુષ્યાદિ પ્રાણીઓનો જે નાશ થાય છે તે, અથવા જીવોને નિત્ય જે સુષુપ્તિ થાય છે તે.

૨ નૈમિત્તિકપ્રલય—બ્રહ્માનો દિવસ પૂરો થવાથી ત્રણ લોકનો જે નાશ થાય છે તે.

૩ પ્રાકૃતપ્રલય—બ્રહ્માનું આયુષ્ પૂરું થયે પ્રકૃતિનાં સર્વ કાર્યો પ્રકૃતિમા લય પામે છે તે. પ્રાકૃતપ્રલયને મહાપ્રલય પણ કહે છે.

આ ત્રણ પ્રલય સ્વાભાવિક છે.

૪ આત્યંતિકપ્રલય—આત્મા અને માયાનાં કાર્યોનો સુદૃઢ બાધ થાય તે. આ પ્રલય માત્ર જ્ઞાન પામેલાને થાય છે માટે તે પુરુષાર્થવડે સાધ્ય છે.

# પુસ્તકોનું વિજ્ઞાપન.

શ્રીઉપનિષદો ૧૧૮–તેમાં ૧૨ મૂળ શબ્દાર્થ તથા તેનું વિ
અને ૧૦૬ ઉપનિષદોનો સાર. ત્રીજી આવૃત્તિ. રૂ. ૬–૪–૦ વેદાંત
કાચા પુંઠાવાળું. રૂ ૩–૦–૦ પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ પાતં
યોગદર્શન પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિ
દ્વિતીય કિરણ ને તૃતીય કિરણ. પ્રત્યેકના. રૂ. ૦–૧૨–૦ સદુ
દિવાકર ચતુર્થ કિરણ. રૂ. ૧–૨–૦ સુબોધકલ્પલતા. રૂ. ૦–
મનુષ્યમિત્ર. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ સુ
ભેળું પુસ્તક. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂ. ·–
ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦ ઉપદેશગ્રંથાવલિ અં
૧ થી ૧૦ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦–૭–૦ સ્વાભાવિકધર્મ.
૦–૨–૦ ઊતરી વાર્ત્તાનું સ્પષ્ટીકરણ રૂ. ૦–૧–૬ શ્રીઆશ્રમગોદય.
૦–૨–૬ શ્રીપ્રણવવિસ્તારપત્ર રૂ ૦–૨–૦ શ્રીઅંતર્યામીના આદેશો.
૦–૮–૦ શ્રીયોગપ્રભાકર. રૂ. ૦–૩–૬ તાત્પર્યબોધિનીટીકાસહિત ભગવ
ગીતાદિ પંચરત્ન. સુધારેલી બીજી આવૃત્તિ. રૂ. ૧–૮–૦ પ્રણવ
૦–૩–૦ કર્તવ્યબોધ. રૂ. ૦–૮–૦ સદુપદેશમાળા ભાગ પહેલે
૦–૩–૬ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦– –૦ સદુપદેશ
રૂ. ૦–૧–૬ રહસ્યદીપિકાટીકાવાળાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પાંચમી 
રૂ. ૩–૮–૦ નાથકાવ્ય. રૂ. ૦–૫–૦

ઉપરના ગ્રંથો નીચે લખેલે ઠેકાણેથી વિ૦પિ૦ થી વા
મૂલ્યથી મળી શકશે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.

બીલખા. કાઠિયાવ